હાસ્યરસિક ગ્રંથમાળા

# હાસ્ય કુંજ

લેખક:-“ એકાર ”

પ્રકાશક-મુ. ઈબ્રાહીમ દાદાભાઈ પટેલ.
એકાર ઓફીસ-રાંદેર.



આવૃત્તિ ૧ [illegible] કીમત રૂા. ૧-૪-૦ [ પ્રત ૧૦૦૦

મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સુરત.

# બચુકડું નિવેદન.

હરેક શુભ કાર્યમાં પ્રથમ પ્રભુ પ્રાર્થના થાય છે તો આપણે પણ જગતની હાય વોયમાંથી એકાદ બે મિનિટ બચાવી પ્રભુ પ્રાર્થના કરીએ:

પ્રાર્થું હું તે પ્રભુને જેણે ગર્ધવ બનાવ્યો;
સુરૂપ ને સુરીલો, સત્યાગ્રહી બનાવ્યો!

પ્રથમ હું તે પ્રભુનું સ્મરણ કરૂં છું કે જેણે ગાંધર્વોને મ્હાત કરવા ગર્ધવો અને ગર્ધવોને મ્હાત કરવા પ્રજાપત સરજ્યા! સંસારિઓને મ્હાત કરવા સાંઇ ફકીરો સરજ્યા, ઋષિઓને મ્હાત કરવા અપ્સરાઓ સરજી, મુરીદોને મ્હાત કરવા પીરો, વેપારીઓને મ્હાત કરવા કસ્ટમ અને ઇન્કમટેક્ષ ઑફીસરો, ખેડુતોને માટે પટેલ તલાટીઓ, સાક્ષરો, ને કવિઓ અને ટીકાકારો, પેપરો માટે મફતીયા વાંચકો, હિંદીઓ માટે ઓડવાયરો, યુરોપ માટે કૈસરો સરજ્યા કે સરજાવ્યા. હાસ્ય સાહિત્યમાં પડેલો બકએનો ખાડો પુરવા મ્હારે હાથે દસબાર ઢેફાં નાખવાનું સામર્થ્ય અર્પવા બદલ હું તેનો સાદો નાહ પણ ચક્રવર્તી ઉપકાર માનું છું! સાથે સાથે બીજા નંબરે મ્હારા હાસ્ય શીરોમણી દિલે દિલ ઉસ્તાદ રા. જાગીરદાર તે 'ફઇબા–કાકી'ના ભત્રીજા અને 'ઉંધીયું' રાંધનાર જાણીતા રસોઇઆ કે જેમણે કડછીને બદલે કલમ વાપરી ગાંઠના કાગળ ને ગાંઠની શાહીથી દીબાચો લખી આપ્યો તેમનો ઉપકાર માનું છું. અંગ્રેજી આવડતું નથી નહિ તો 'થેંકયુ' કે'કયું હોત!

ત્રીજા નંબરે બાંટવાનાં મુંગા કોમી સેવક અને સાહિત્યના રસિક વાંચક, સાદાઇના ચાહક અને નામનાની જરાએ પરવા ન રાખનાર મ્હારા હાસ્ય સાહિત્યના એક ઉત્તેજક અને ભાવનાવાદી યુવાન મિત્ર સુલેમાન હાજી અહમદ ( બાંટવા ) હાલ ... નો ઉપકાર માનું છું. બીજા બાંટવાના મ્હારા જાણીતા ઉમંગી મિત્રો પંજા "લતીફ" ભાઇઓનો પણ એહસાન માનું છું કે જેઓ મ્હારૂં હાસ્ય સાહિત્ય વધુ વંચાતું જોવાને હમેશાં આતુર રહે છે. વર્તમાન કાળમાં આટલો એહસાનોનો વરસાદ વરસાવ્યા પછી ભવિષ્યમાં હાસ્યકુંજના ગ્રાહક થનારાઓનો અત્યારથીજ એહસાન માની થોભી જાઉં છું.

બેકાર ઓરીસ.
રાંદેર તા. ૩૧–૩–૩૦

હાસ્યસાહિત્યનો નમ્ર સેવક
"બેકાર"

# દીબાચો

અગમ નિગમનને આરે ' હાસ્યકુંજ ' રૂપ લતાગૃહેથી ભમ્મ દઇને ભૂસ્કો મારતાં–હા આટ છીં–અને ઠીક થયું કે છીંક આવી જતાં ઉંઘ ઉડી ગઇ નહિ તો બિરાદર 'બેકાર'ની ' હાસ્યકુંજે ' તો મને એવા તરંગે ચઢાવી દીધેલો કે એને સ્વપ્ન સૃષ્ટિ કહો કે તરંગ સૃષ્ટિ તેમાં હું તરવરતો થઇ ગયલો !

કુંજનો એક અર્થ હાથીદાંત થાય છે; પણ ' હાસ્યકુંજ ' નો હાસ્યરસ હાથીદાંત જેવો જડમાં તોડ નથી. એતો સરળતાથી સહેજે પરખાય એવા લીંબુના રસ જેવો છે, એટલે એ અર્થ અહીંઆ ઘટે એમ નથી. એનો બીજો અર્થ લતાગૃહ થાય છે. શાંત સરોવરને તીરે ધીર સમીરે કોઇ વૃક્ષના નૈસર્ગિક લતા મંડપમાં બેસી થાક વીતાડતા હઇએ એવી મંદ મંદ શીતળતા ' હાસ્યકુંજ'નો હાસ્યરસ આપે એમ નથી. એનું હાસ્ય તો તોફાને ચઢેલા ગેરસપ્પાના ખળખળાટ વહેતા પાણીના ઘુઘવતા અનિયંત્રિત ધોધ જેવું છે ! એટલે ચૌદમી સદીના કોઇ શીખાઉ ભદ્રંભદ્રની સલાહથી બિરાદર ' બેકારે ' પોતાના લેખ સંગ્રહનું પાડેલું નામ મારે હિસાબે સાર્થક થતું નથી ! હાસ્યરસના લેખોનાં, એમાં આવતાં પાત્રોનાં અને સ્થળોનાં નામો વીસમીસદીના જમાના ખાધેલાં કોઇ ડોસીમા પાડે તો હાસ્યની રમઝટ સારી ઝામે એવો મારો નમ્રમત છે, એટલે ' પ્રથમ ગ્રાસેજ મક્ષિકા ' આવી જતાં મારાથી આમ છીંકાઇ પડાયું એ ખરૂં પણ ' શુક્રે ઇલાહી ' કે મને ઉલટી ના થઇ ! ઉલટું એ લેખ સંગ્રહ હું જેમ જેમ ફેંદતો ગયો તેમ તેમ મારી સ્વસ્થતા વધતી ચાલી, કારણ બિરાદર ' બેકારે ' ' હાસ્યકુંજ 'ના પ્રત્યેક લેખનું મથાળું તથા તેમાં ભાગ ભજવતા પાત્રોનાં તથા સ્થળોનાં નામો એવા તો ' ધકનિયા કલાસ ' પસંદ કીધાં છે કે હાસ્યરસનું વાતાવરણ, સહેજે ઝામે. 'રંગીલદાસ' કે ' વીજળી બેન ' ને બદલે ' વિનોદરાય ' કે " સૌદામિની " બંને નામો હાસ્યરસમાં વધારે પડતાં ગંભીર છે

એટલુંજ નહિ પણ હાસ્યની દૃષ્ટિએ ક્ષતિકર છે; અને તેથીજ કોઇ કોઈવાર સાક્ષરી ભાષામાં લખાતા હાસ્યરસના લેખો વધારે પડતા ' શિષ્ટ ' થવા જતાં ઉલટા ' કિલષ્ટ ' થઇ જાય છે અને એમાં ઉછળતી હાસ્યાર્ણવની ' છોળો ' પંડિતોનાં ' ડાચાં ' ભલે ભીંજવતી હોય પણ મારા જેવા હાસ્ય માટે ટળવળતા આમ વર્ગનાં માણુસોનાં ' ચાડાં ' તો સુકકાં તાટજ રહી જાય છે ! હા, નામોની મશ્કરી કરવા ખાતરજ એ નામો વપરાયા હોય તો વળી જુદી વાત છે.

ભાઇ ' બેકાર 'નો હાસ્યરસ કોઇ કોઇવાર વધારે પડતો સ્થૂલ થઇ જાય છે એ ખરૂં પણ પૂરપાટ વહેતા ઘોડાની લગામ કુશળ ઘોડેસ્વારના હાથમાં જેમ સલામત છે તેમ ખડખડાટ હસાવતો એમનો હાસ્યરસ એમના કાબુમાં છે; ' હુ તુતુતુ 'ની રમત ખેલતો કુશળ ખેલાડી પોતાની મર્યાદા છોડી સામા પક્ષની હદમાં ધસી જઇ ' આઉટ ' થયા સિવાય પોતાનું કાય સાધી પાછો ફરી શકે છે તેમ એ ભાઇ પણ પોતાને હાથ ચઢી ગયલા કોઇ ' ભોળા શિકારને આબાદ લપડાક લગાવી પોતાની હદમાં ખેમને કુશળ પાછા ફરી શકે છે; આ કથનની ઝાંખી આપણને ' અપ ટુ ડેટ કરણઘેલો 'માં થાય છે. કોઇ ડુંગરાળ જમીનપર ઉપરને ઉપર ધસ્યું જતું ' એનજીન ' પાટા પરથી ઉતરી પડી તેને જોડાયલા ડબ્બાઓને કયારેક ઉંધા મારશે એવો ભય છતાં નિશ્ચિંત મને બેસી રહેનાર મુસાફરોને પોતાના કામમાં હોશિયાર ' એનજીન ડ્રાઇવર ' ધારેલે સ્થળે સહીસલામત પહોંચાડે છે તેવું ભાઇ ' બેકાર 'ની કેટલીક વાતો માટે લાગ્યા વગર રહેતું નથી. ઘણી વખત એમની ગાડી પાટા પરથી ' ઓ ઉતરી ' એમ લાગે છે છતાં ધીરજ રાખી આપણે આગળ વધીએ છીએ તો એ ભાઇ બડી સીફતથી પોતાના લક્ષ્યસ્થાને આપણને પહોંચાડી દે છે ! અલબત્ત એટલું ખરૂં કે હસાવવાના આવા અટપટા માર્ગોને લીધે ' Brevity is the soul of humour ' એ અંગ્રેજી સૂત્રનો ભંગ થતાં એમની વાતોમાં નકામું અને સાર વગરનું પીંજણ ઘણું આવી જાય છે; આના અંતિમ દૃષ્ટાંતો તમને ' આવી અને ગઈ ' તેમજ ' આગળ ધપો ' માં જડશે.

એમના લેખોમાં છાપ ભૂલને લીધે કે શાથી અન્વય દોષો પણ ધ્યાન ખેંચાય એટલા રહી ગયા છે. પણ પ્રશ્ન નીકળ્યો છે તો વચ્ચે જરા ભાષણ ભરડી લઉં !

હાસ્યરસની વાર્તાનાં હાસ્યપૂર્ણ વાતાવરણ માટે એ રસને અનુકુળ શબ્દો અને વાકયોની જરૂર છે એ ખરું પણ તે સાથે એની વસ્તુ ગુંથણી સુંદર અને એનો હેતુ ઉદાર અને અર્થપૂર્ણ ના હોય તો એ વાર્તા અમર થઇ શકતી નથી; બહુ બહુતો આત્મા વિનાના હાડપિંજર સમાન થોડો સમય લોકોનું કુતૂહલ સંતોષવા જેટલોજ એનો ઉપયોગ રહે. આજ વર્ષો થયા ગુજરાતના આમવર્ગના લોકોને હાસ્યરસના નીચોડ રૂપે સંગ્રહી રખાયલી કહેવતો તેમજ કિસ્સા કહાણીઓ હસાવે છે અને ફરી ફરી હસાવે છે એટલુંજ નહિ પણ ગુજરાત હાસ્યવિહોણું કદીએ હતું નહિ એની સાખ પૂરે છે તે એના શબ્દોનાં હાડપિંજરને લીધે નહિ પણ એના અર્થ પૂર્ણ સારરૂપ આત્માને લીધે. ' પુંજીઆની માએ ગોત્રાટ ઉજવ્યો ' ' કંકોરીમાં કીરાપરા ને લોહું તો ચુવા ખાઇ ગયા ' ' મુસાભાઇના વાને પાણી ' ' આપરે તોબા બોઇઆયે નથી ને ચાઇઆયે નથી ' ઇત્યાદિ કહેવત રૂપ થઇ ગયલી વાર્તાઓ આના ઉદાહરણ રૂપે ચીંધી શકાય.

આમ છતાં નિખાલસ દિલથી ખડખડાટ હસાવનાર એ ભાઇનો ' અપરાધમ્ ' ' હાઇઓ દૂસરી બખત ઐસા મત કરો ' એટલો ' ઉપદેશમ્ ' આપી આપણે માફ કરી શકીશું !

' ઇન્સ્પેકટરની આફ્ત ' અને ' મોટા થવામાં માલ નથી ' એ બે લેખો મને ઠીક પસંદ પડયા છે. ભાઇ ' બેકાર ' કોઇ નિશાળના પંતુજીની વાત આવે છે ત્યારે એટલા બધા ' ચગે છે ' કે એ પોતે નહિ તો એમના બાવાજી, બપાવાજી, ચાચાજી કે છેવટે એમના કોઇ મિત્ર પાડોશી જરૂર કોઇ. ' મદ્રસા ' ના પંતુજી હોવા જોઇએ એમ લાગ્યા વગર રહેતું નથી.

'પગારની તારીખ' અને 'સ્કુલ લાઇફમાં વાઇફ' વાળા લેખોમાં હાસ્યરસ અને કરૂણ રસ વચ્ચે, આગળ આવવાની હરીફાઇ ચાલે છે; ઇનામ કોને આપવું એનો નિર્ણય વાચક ઉપર હું છોડીશ.

કહે છે કે એ ભાઈ અંગ્રેજી ભણેલા નથી. એમ હોય તો ઓર બહેતર! કારણ નહિ તો અંગ્રેજી વસ્તુની આખીને આખી તફડમચી ગુજરાતી સાહિત્યના 'ચોકીદારો' એમની કોઇ વાર્તામાં 'સુંધી' કાઢ્યા વગર રહેતે નહિ! પણ એમની વાર્તાઓ ઉપરથી એટલું તો સહજ લાગે છે કે 'આસપાસ આકાશમાં અને અંતરમાં' ઉઘાડી આંખે ફરતા માણસને અંગ્રેજી જાણ્યા સિવાય પણ હાસ્યરસ માટે પુષ્કળ ખોરાક મળી રહે છે. નજીવી વસ્તુમાંથી મોટું 'મહાભારત' ઉપજાવી કાઢી હસાવવાની શકિત એમનામાં ઠીક ઠીક ખીલી છે. મદારીના 'રતન ચમેલી'ના ખેલથી માંડીને 'ઝટદે પટ મરેગા! કરદે હુકમ: દે દે હુકમ! એક પૈસા લુંગા ઔર સો ગાલી દુંગા' ઇત્યાદિ ગોળા ગબડાવતો કોઇ 'હટો કટ્ટો કટ્ટો મુસ્ટંડો' ફકીર એમની નઝર બહાર થતો નથી પણ યોગ્ય વખતે અને યોગ્ય સ્થળે એ એનો ઉપયોગ કરી લે છે, 'ચ્યમ' કરતાં 'ચોંઇઓ'ની બોલી એમને હાથ આબાદ ચઢી ગઇ છે. 'કાંય કાંય' કરતો પારસી એ ઠીક ઠીક બોલાવી જાણે છે. પણ 'ટમે અહીં કાંસી!' કરતો 'ટાલા કુંચી' વાળો સાલેહભાઇ કોઇ 'શરમાળ બાળા'ની માફક એમની આગળથી ઉતાવળે પસાર થઇ જાય એ મને ગમ્યું નથી? કારણ હું તો માનું છું કે બ્રહ્માજીએ હાસ્યરસ માટે વહોરાજીની બોલી ઘડી હાથ ધોઇ નાંખ્યા છે! અને 'આટો. વલ્લા આપના ઘરનો કીસબ પરો' પણ જવા દોની કોઇ જાણી જશે કે ભાઇ 'બેકાર' તો ખુદબ ખુદ ઇબ્રાહીમ દાદાભાઇ પટેલ નામના કોઇ રાંદેરી 'બોર'—નહિ—'બોરી' (નહિ—પણ કા નમીઆ બોરા છે.) છે તો એ ભાઇને વળી આ લેખ સંગ્રહના પ્રકાશકનું નામ ફેરવવાની લામણાં કુટમાં કદાચ પડવું પડે!

'નિજ બાળમાં માતા તણા સંસ્કાર કહો ક્યાંથી રહે !
'જ્યાં દુધ ડબ્બાનું અને તાલીમ સરકારી મળે !

અને

તેરી અબરૂને જો એક તીરે નઝઝારા મારા
છરકે લગતેહી જીગર હો ગયા પા પારા

—ઇત્યાદિ, બયતો અને કહેવતો, યોગ્ય સ્થળે અને યોગ્ય સમયે વપરાયલી હોઇ એમની એ શકિત માટે આપણે સાનંદાશ્ચર્ય પમાડે છે. પણ જેમ પુષ્પની પાંખડીઓ—નહિ આ શૃંગાર રસ નથી; હાસ્યરસ છે માટે—કાંદાનાં પડો ઉખેડી તેને છૂટા કરી નાંખ્વાથી કાંદાની 'સુગંધ' વેડફાઇ જવાનો સંભવ છે તેમ ભાઇ 'બેકાર' ની 'હાસ્યકુંજ ની લતાઓની એક એક વેલનો છૂટો છૂટો આસ્વાદ લેવા જતાં એની મઝાહ મરી જવાનો ભય છે. કાંદાની 'સુગંધ લેવાની ઇચ્છ રાખનારાઓએ સમગ્ર કાંદોજ સુંઘવો જોઇએ તેમ ભાઇ 'બેકાર'ની 'હાસ્યકુંજ'ની મોજ માણવા માટે એ પૂરે પૂરી વાંચી નાંખવી જોઇએ.

આ લખી રહ્યો છું તે ઘડી સુધી ભાઇ 'બેકાર'ને અંગત રીતે ઓળખવાનું કે નઝરે જોવાનું માન મને નથી એટલે એમનો પરિચય કરાવતાં, મિયાં સલેમાનની માફક ગાલ્લી હંકાઇ જવાનો ભય રહેતો હોવાથી તે હું આ પાનાં ઉપર 'બાઝી' શકયો નથી. પણ 'કા'ના કાકાના કુળદીપક' મારા 'સરનેઇમ રાશિ' જાગીરદારે 'બેઘડી મોજ' દ્વારા એમને મારી સાથ પ્રથમ 'ઇન્ટ્રોડ્યુસ' કરેલા એટલું ખરૂં. એ 'ભાગ્યશાળી' કુળદીપકે એમને ઇનામમાં દશ જુતિયાં—નહિ. ચલણી રૂપિયા અપાવી 'બે ઘડી મોજ' માણતા કરેલા એમ પણ મને યાદ છે. વળી એ કા'ના કાકાના કચરા ભાઇએ મને અને મારાને બેઘડી ઠીક રમુજ આપેલી, એ પણ સાથે સાથે કહી દઉં. એ ભાઇ મને વિદ્વાન લાગ્યા છે. એક વકીલ સામા પક્ષના વકીલને 'મારા વિદ્વાન મિત્ર' કહી સંબોધે છે એ અર્થમાં નહિ—કારણ ઘણી વખત વકીલો એ સંબોધન 'અક્કલ વગરનો ગધેડો' કે 'ડોબો' ના અર્થમાં વાપરે છે !

તેમ सा विद्याया मुक्तये મુક્તિ અપાવે તે વિદ્યા અને એ મુક્તિ અપાવનાર વિદ્યાને જે જાણે તે વિદ્વાન એ અર્થમાંયે નહિ; પરંતુ વસ્તુસ્થિતિને સમગ્ર દૃષ્ટિથી અવલોકી તેનું હુબહુ ચિત્ર પોતાની લાક્ષણિક રીતે રજુ કરવાની કળામાં વિદ્વત્તાની જરૂર હોય અને એ કળા જાણનાર વિદ્વાન કહેવાય તો એ અર્થમાં એ જરૂર વિદ્વાન છે. ઇતિહાસ ભુગોળનું એમનું જ્ઞાન 'ધોળકાં' સુધીનું નહિ પણ 'ધંધુકા'ને સામે કાંઠે આવેલી માસ્ડંનની 'હીસ્ટરી ઓ......' સુધીનું છે, એટલે 'ઇનીસ પેક્ટર' મી. અમથાલાલ અક્કડ પાસે એ ભાઇ ઇતિહાસ ભૂગોળના એવા સવાલો પૂછાવે છે અને વિદ્યાર્થી માસ્ટર ઘેલાભાઇ ધનચક્કર પાસે એવા જવાબો અપાવે છે કે બસ જાણે 'માર ડાલા'!

કોણ કહેતું હતું કે એ ભાઇ શરમાળ છે? ઉંહું! એમની 'પહેલા કે બીજા ખોળાની' ચોપડી નામે 'રસનાં ચટકાં'નું મૂલ્ય રૂા. ૧। અંકે એક પૂર્ણાંક એક ચતુર્થાંસ રૂપિયો જોતાં મને તો ઉલટું એમ લાગેલું કે એ ભાઇ મોંઢેથી માંગીલે એવા મળતાવડા સ્વભાવના હોવા જોઇએ! કદાચ એમાં આવેલાં સુંદર અને ભાવવાહી ચિત્રોએ એમનું શરમાળપણું છોડાવ્યું હોય તો કાંઇ કહેવાય નહિ! આટલા અંતિમ શબ્દો સાથે ભાઇ 'બેકાર' ઉર્ફે હાસ્યરસના 'છોટા ઇજારદાર'ની, અજીરણ વિકાર તેમજ 'મેલેન કોલીઆ'થી પીડાતાં દર્દીઓ માટેની કલેજાં તેમજ પાંસળાં ઉથલાવી ઢીલાં કરી નાંખનાર 'હાસ્યકુંજ' નામની 'અસ્પિતાલ' હીઝ હાઇનેસ ધી મહારાજા ઓફ 'વગર ગામ'ની અદાથી ખુલ્લી મુકાયલી 'અમે' જાહેર કરીએ 'છીએ;' તેનો લાભ 'મોંઘા હાજા હોકો' લીએ એમ 'અમે' ઇચ્છીએ 'છીએ,' અને એના બદલામાં અમારાં 'સ્ટેટની' 'ફરતી લાઇબ્રેરી'ના હાંદેસા ખમી શકે એવી 'ખડતલ બાંધાની' સોનેરી 'હાસ્યકુંજ' અમને 'નજર' થશે. એવી આશા સાથે 'અમે' અહિંયાજ વિરમીએ 'છીએ'. હરિ ઓમ્ તત્સત્! ઇતિ શુભમ્!

મુંબાઇ; પાપ મોચની એકાદશી ૧૯૮૬ | છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર સહી દા. પોતે!

# અનુક્રમણિકા



હાજી અબ્દુલ લતીફ હાજી હુસેન-( આંટવા )

ને

જરા આનંદી અને વધુ ઉત્સાહી, મુસ્લિમ ગુર્જર સાહિત્યના વિકાશના ઉત્તેજનમાં રસ લેનાર, અને તેમાંયે ખાસ હાસ્યરસના રસિક ચાહક અને પ્રોત્સાહક મારા યુવાન મિત્રને આ મારી અલ્પ કૃતિ માન સહિત અર્પણ કરતાં સગર્વ આનંદ લઉં છું.

હાસ્ય સાહિત્યનો નમ્ર સેવક,

"બેકાર"

# હાસ્યકુંજ



## [૧]

## મોટા થવામાં માલ નથી!

મોટા એટલે ઉંચા કે જાડા નહિ. જો કે ઉંચા કે જાડા થવામાં પણ માલતો નથી જ એ દેખીતી વાત છે. છતાં વખતે સળેખમ થયું હોય ને નાક ખંખેરવાની ધમાલમાં વિચાર કરવાનો તમને અવકાશ જ ન મળતો હોય તો ટુંકાણમાં સમજી લ્યો કે ભોગજોગે ભલા ભગવાને તમને ઉંટના બીબામાં ગોઠવીને ઘડી કાઢ્યા તો કાપડીઆ અને દરજીનું બીલ ચુકવતાં તમારા પેટમાં ચુંક થવાની! વળી પેલા નાદાનો કહેશે કે “ ઉંચામાં અક્કલ થોડી. ” અમારા સ્નેહી એક નીમ મોલ્વી પણ કહે છે, કે “ તુલુન તવીલુન અહમકુન ” ઘણાખરા લાંબા માણસો બેવકુફ હોય છે, હોય એતો “ દુનિયાને ઉંધા ચશ્મા ડાહ્યા

દીવાના લાગે." હું તો માથું અને છાતી કુટીને કહી શકું છું કે જગતમાં ઉંચાઓની ખાસ અગત્ય છે. નાના છાપરાંઓને ટેકો દેવો હોય તો ઉંચા ભાઇ એક હાથે છાપરૂં ટેકવી બીજા હાથે ટેકો દઇ શકે. પણ નાના છાપરામાં નળરાજની જેમ વાંકા વળ્યા વગર " ઘર પ્રવેશ " કરે તો પછી એમના મસ્તક પર ભલે ડુંગરાળ પ્રદેશ ઉત્પન્ન થાય તેની વીમા કંપનીઓ જોખમદાર નથી !

કદાચ જો ઉંચા ભાઇ સદ્‌ભાગ્યે નાટકની ઓરચેટ્રામાં દાખલ થયા હોય તો પીટ કલાસવાળાઓને અંતરાય રૂપ થવાથી,

" એય માસ્ટર જરા માથું નીચે નમાવો, એય ઉંટરાજ દબાઇને બેસ ! " એવા એવા કેટલાએ અલંકારો ને ઉત્તમ ભાષાના સર્ટીફીકેટો વગર માગ્યે મળી જાય, તે તરફ આંખ આડા કાન કરવા પડે. મદારીનો ખેલ જોવાની સુગમતા તો પડે પણ પાછળના પ્રેક્ષકોનાં વાગબાણો સહન કરવાં પડે. બોલ્યું યુરોપમાં મહાભારત યુધ્ધ જાગ્યું હતું એવું કંઇ ન કરે નારાયણને પાછું જાગે તો સરકારની મહેરબાનીનો લાભ ઉંચા ભાઇઓને પ્રથમ મળે એટલે કે રીક્રુટ તરીકે ઘસડાવું પડે. આટલું ટુંકાણમાં જ સમજવું છું; કારણ કે " તેજીને તુંકારો જ " બસ છે.

× × ×

હવે મોટાનો અર્થ જાડા લઇએ તો જાડા થવામાં કેવી કેવી વિટંબણાઓ નડે છે તેતો સદ્‌ભાગ્યે અનુભવ્યું હોય તે જ જાણે. કાપડીઆ ને દરજીને મુંઝવણ નડે એતો નક્કી જ. પછી દાદર ચઢતાં કે વધુ ઝડપથી ચાલતાં પેટની ધમણ ઉંચી નીચી થાય, જાંઘો છોલાય ને સૌભાગ્યવંતી " ગર્ભવંતી " ની જેમ " ભારે પગે " ચાલવાનું સૌભાગ્ય સાંપડે તે જુદું, કદાચ ભોગજોગે દાંડાવાળી સાંકડી ખુરસીમાં બેસવાનું થાય તો જોરજુલમથી બેસતાં ખુરસી ભાંગી જાય અથવા ઉઠતી વેળા ખુરસી અપૂર્વ હેતથી ચોંટી રહી, સાથે આવવાનો પ્રયત્ન કરે ! રેલ્વેના બારણામાં ફસાઇ રહેવાની ચિંતા થાય ! ભુંડની જેમ

તાત્કાળિક વાંકા વળાય નહિ કે જલ્દી ઉઠ બેસ થાય નહિ ! ચોમાસાના દિવસમાં દારૂની પીપની જેમ ગમે તેમ ગબડી જવાનો ભય રહે ! ટુંકાણમાં જાડા થવાના લાભાલાભ જણાવી હવે ગાડું આગળ હાંકીએ.

× × ×

હવે વિષયના ખાસ મુદ્દા પર આવીએ છીએ કે મોટા એટલે ઉંચા કે જાડા નહિ પણ જગની નજરે ભારે ગણાતા ઇન્સાનો, જેવા કે લીડર, પ્લીડર, બૅરિષ્ટર, સોલિસીટર, ખાનસાહેબ, ખાન બહાદુર નાઇટ. બેરોનેટ, રાવ સાહેબ.
ઇત્યાદિ ઇત્યાદિ.

ધારો કે તમારા વડવાઓની લાખોની દોલત સદ્‌ભાગ્યે તમારા હાથમાં આવી પછી તમે તેનો સદુપયોગ કરવા માંડો એટલે તમને ચારે તરફથી અનેક વિશેષણો અને ટાઇટલો મળવા માંડે એટલે તમે ધીમે ધીમે મોટા માણુસ તરીકે ઠસી જાઓ. એક એવા મોટા માણુસના જીવનની કેટલીક ગુંચો તમારી આંખો આગળ રજુ કરીશ જેથી સ્પષ્ટ સમજી શકશો કે **મોટા થવામાં માલ છે કે નહિ ?**

× × ×

મિયાં છજ્જુભાઇના પિતાશ્રી નથ્થુભાઇ ( આવાં વિચિત્ર નામો પુત્રો લાંબી ઉમરના થાય માટે રાખવામાં આવે છે. ) મ્યુનિસીપાલીટીના ડેપો તથા કચરાપટ્ટી તથા ટોલના નાકાનો કોન્ટ્રાકટ રાખતા હતા. ધીમે ધીમે કરકસરથી કેટલાક વર્ષને અંતે સારી રકમ એકઠી કરી તે પોતાના પુત્ર છજ્જુમીયાંને સોંપીને જન્નત નશીન થયા. ત્યારપછી ઉજળા વિચારના અપ–ટુ–ડેટ છજ્જુમીયાંએ પિતાના વખતના પુરાણા છાપરાને તોડી પાડી રુપીઆ વીસ પચ્ચીસ હજાર ખર્ચી એક સારો બંગલો બંધાવ્યો એટલે ગાડી વસાવવી પડી ને ગાડીને લીધે નોકરો વસાવવા પડયા. દિન પ્રતિદિન ખરચ વધવા લાગ્યો, સરકારી મોટા મોટા અમલદારોની વારંવાર મુલાકાતો વધવા માંડી. ખાન સાહેબનો ખિતાબ પણ મળ્યો એટલે હવે પુછવું જ શું ? ટીપાર્ટીઓ અને ગાર્ડનપાર્ટીઓની પરંપરા ચાલી.

" જુઓ ખાન સાહેબ ! તા. ૩૩–૫–૩૪ ના રોજ નામદાર ગવર્નર સાહેબ આપણા નગરમાં પધારવાના છે માટે તે પ્રસંગે આપના તરફથી તેમને માનપત્ર આપવું જ જોઇએ." એક ઉંચા હોદ્દાના અમલદાર ખાન સાહેબ પ્રત્યે બોલ્યા.

" ઇન્સપેક્ટર સાહબ, એસા અચ્છા મૌકા હાથસે જાને દું એસા તો મેં નાદાન નહિં ! મગર માનપત્ર તો એક બલા હય, યેહ લિખેગા કૌન ?" ખાનસાહેબે પેટ પર હાથ ફેરવતાં ફરમાવ્યું.

તેનો બંદોબસ્ત અમે કરી લઇશું. આપને તો ફક્ત મેલાવડાનો ને માનપત્રની છપાઇનો તથા સોનાની કાસ્કેટ બનાવવાનો જ ખર્ચ કરવો પડશે."

" કિત્ના ખર્ચ હોગા ? ઉસ્કા અંદાજાભીતો હોના ચાહીયેના ?"

" અરે ! એમાં શું બહુ તો હજાર રૂપીઆ થશે, પણ આપનું નામ આખા મુંબઇ ઇલાકામાં ગવાશે, અને ઈંગ્લાંડ સુધી આપની વાહવાહ થશે."

" હાં વોહ તો ઠીક મગર ઇસ્સે કુછ કમ ખર્ચ હો સકતા હૈ યા નહિ ?

" નહિ, એવડા મોટા સાહેબને માન આપવાનું તેમાં કંઇ કંજુસાઇ ચાલે ?"

" અચ્છા જાવ બંદોબસ્ત કરો."

× × ×

આ પ્રમાણે હઝારેક પર પાણી કર્યું કે એકાદ બીજી આફત વંટોળીઆની જેમ ખાન સાહેબ પર આવી પડી.

" દેખીયે ખાન સાહબ, સંદલશા વલી દાતારકા મઝાર તૂટ ગયા હય, ઉસ્કો દુરસ્ત કરનેકે લિયે માઅકુલ ચંદેકી ઝુરરત હય. આપ જૈસે મોઅતેબર શખ્સકા નામ પહેલાહી આના ચાહીએ યેહ ખ્યાલ કરકે હમ આયે હૈ."

સંદલશાવલીની દરગાહના અલમસ્ત મુજાવરે પોતાના બેચાર ગોઠીયાઓના ટેકા સહિત ચંદાનો ફંદો આગળ કર્યો. ખાન સાહેબ વિચારમાં પડયા એટલે મુજાવર સાહેબે આગળ લંબાવ્યું,

"જનાબ બડે બડે અમલદાર ઔર રઇસોંકી મજ્લીસોં મેં આપ હઝારોં રૂપે ખર્ચ કરતે હો ઓર યેહ કારે ખયરમેં સોચ કરતે હો!"

"તુમ્હારી બાત ઠીક હય; મગર ઉસ્મેં તો સરકારસે ઇઝઝત ઔર ખિતાબ મિલ્તે હેં યેહ કામ મેં કયા મિલેગા?"

"યેહ સરકારમેં નહિ તો વોહ સરકારમેં ઝુરૂર ઇસકા ઇવજ મિલેગા." અંતે કેટલી ખેંચા ખેંચી પછી તે ચંદામાં સો રૂપીઆની રકમ માંડી એટલે મુજાવર સાહેબ તપ્યાઃ

"અજી કયા! કલ્લુ ઘસીયારાભી સો રૂપે દે સકતા હય, નન્નુ ભઠીયારાભી દેઢસો રૂપે દેનેકો તૈયાર હય ઔર આપ માશાઅલ્લાહ બડે રઇસ હોકર ફકત સો રૂપે!"

"તો કયા અપ્પખી જાઇદાદ આપકો લિખદું?' રીસ ચઢાવીને મુજાવર સાહેબ ચાલ્યા ગયા.

× × ×

ખાન સાહેબ છુટકારાનો દમ લઇ સીગરેટ સળગાવી આમતેમ આંટા મારી રહ્યા હતા એટલામાં ચાર પાંચ મનુષ્યોનું ડેપ્યુટેશન હાજર થયું. ખાન સાહેબે તેમને અધીરાઇથી પૂછ્યુંઃ

"આપ લોગ કિસ લીયે આયે હો? ઔર કહાંસે આયે હો?"

"જનાબ, અમોં સગલે મહીકાંઠા તરફસે આયલે હેં અમારે ગામમેં અપ્પે બહુ મુસલમાન હેં મગર નામકે મુસલ્લમાન હેં. મેજતકા (મસ્જીદકા) ભી કુછ ઠેકાણા નઇ હે. તમારે જેસે સખી મુસલમાન ભાઇઓંકી મદતસે યેહ કારે ખેર હો જાવે તો અચ્છી બાત હે. અમને અંદાવાદ, બડોદા, ભડોંચ એ સગલે શહેરાંમેં ફીર ફીરકે પાંચ હઝાર રૂપીયે એકઠે કિયે હેં મગર અબી બીજે દસ હઝારકી ખાએશ હે, સોં કે ઇતને ઓછે પૈસોંમેં મેજત (મસ્જીદ) અચ્છી રૂપાલી નહિ બનેગી ઐસા વો હનિબ માસ્તરીતો કેતાથા."

" પાંચ હઝારમેં તો ખાસી અચ્છી સાદી સુદી મસ્જીદ બન જાએગી, ઝિયાદાકી અબ ઝુરરતહી કયા હય ? "

" મગર આજકાલકે અપટૂડેટ ફેશનવાલે સુધરેલે જવાન સાદી મેજતમેં નમાજ પળને નહિ આવતે હેં. જરા રૂપાલા રંગ રોગાન હોવે, ચમક દમક હોવે તદયે મેજતમેં આવેં. વલી દુસરી બાત યે હે કે મેજતકા રોબ તાબ દેખકર બીજે ધરમવાલોંપરભી અસર પડે ! " ડેપ્યુટેશનની અંદરના એક સભ્યે વધુ ટેકો આપતાં કહ્યું કે,

" અસર ચ્યોં ના પડે ! અપને 'સાદી' ચાચા ફટેલે તુટેલે કપડે પહેનકે મિજલસમેં ગએલે તો સઘલોંને બિચારે ડોસેકુ જુતોં આગલ બિઠાયા. મગર ફિર રૂપાલે કપડે પહેનકે ગએ તો અચ્છી જગે બીઠાએ. એ તો પહેલેખી ને આજખી ભપકેકુ માન હય. "

" ચંદે કે પેસેસે મસ્જીદકી શાનો શૌકત બળાના ઉસ્સે તો સાદી મસ્જીદ બનાનાહી ઠીક હય ! કયા સાદી મસ્જીદમેં ખુદા નહિ મિલ્તા હય ? "

" ભાઇસાબ, જો ધ્યાનમેં આવે વો દેદો અમે તો તમોંકા બળા નામ સુણુકે આઇલે હે ! "

" અચ્છા તો મેં પચાસ રૂપે દેતા હું. "

" અમોકું તો પાંચસોકી ઉમેદથી ઓર તમોને તો પચાસ રૂપલડી લિખવઇ ! "

" લો ભાઇ, જબ સો રૂપે તુમ્હારી ખાતિરસે લિખતા હું. જબરન સવાબ હાસિલ કરાનેકા યેહ અજીબ તરીકા હય ! "

અંતે તે ડેપ્યુટેશન સો રૂપીઆ લેતાં પણ નારાજ થઇને ગયું.

* * *

હવે ખાન સાહેબ પણ કંટાળીને ડુમસ તરફ હવા ખાવા માટે ગાડી જોડાવી તૈયાર થયા ત્યાં તો એમના પુરાણા મિત્ર રંગીલદાસ રાવસાહેબ હેટ ઉતારી સલામ કરતા પ્રવેશ્યા.

" ગુડમોર્નિંગ સર ! ખાનસાહેબ આપતો કંઇ બહાર જતા હોય એમ દેખાય છે ને શું ? "

"હાજી, જરા ડુમસ તરફ એક લટાર મારી આવવાનો વિચાર છે.

" ગાડીમાં તો આપ એકલાજ હશો જેથી વાતચીત કરનાર કોઇ ન હોવાથી આપનું મન મુંઝાસે માટે ચાલો હું પણ સાથેજ આવું છું."

" હા, ઘણીજ ખુશીથી ચાલો." પટપટ, પટપટ, કરતો ઘોડો હાલ્યો ને ગાડીમાં વાતોના તડાકા મારતા સાહેબો પણ ખેંચાયા, વાતવાતમાં રાવ સાહેબે ખિસ્સામાંથી એક કાગળ ખેંચ્યો ને ખાનસાહેબનું ડાચું રફું રફું થઇ ગયું કે " રખેને કંઇ બલા ન હોય ! " હતું પણ તેમજ. જાણે ઘરવાળી મીઠા સ્વરે સાડી પોલકાંની માંગણી કરતી હોય એવી અદાથી રાવસાહેબ બોલ્યા,

" જુઓ ખાનસાહેબ ! મેં જાણે એક અપટુડેટ ન્યુ ફેશનની કલબ કાઢવાનો પ્લાન તૈયાર કર્યો છે.

" આપણને એ પ્લાન બ્લાનમાં કંઇ સમજ ન પડે," ખાન સાહેબે વચ્ચે માથું માર્યું.

" આમા લાંબી સમજની કંઇ જરૂર નથી. જુઓને જાણે એક મોટા પાયા પર કલબ સ્થાપવી તેમાં મોટા મોટા હોદ્દેદારો અને ખિતાબોવાળા મોટા મોટા માણસોનેજ મેમ્બર બનાવવા, ક્રીકેટ, ટેનીસ, બીલીયર્ડ, પીંગપોંગ, બીઝીક વગેરે ગેમો રમાવી જોઇએ. ગીલ્લી દંડા. ગેડીદડા કે સાત હાથ જેવી દેશી રમતોને સ્થાન ન આપવું."

" પણુ એ બધું ધાંધલ ઉભું કરવાની જરૂરતજ શી છે ? "

" જેમ ઉઘાડા પગોથી અમદાવાદીઓને ઉઘાડા માથાથી બંગાલીઓ ઓળખી શકાય છે, તેમ આજકાલના મોટા માણસો એ પાર્ટીઓ અને રમતોથીજ ઓળખાય છે."

" તો એના કરતાં "અમે મોટા માણસ છીએ" એવા બિલ્લા કોતરાવીને છાતીએ લટકાવીએ તો શું ખોટું ? "

"એ મશ્કરીની વાતો જવા દયો. જુઓ જેકીશનદાસ જે. પી. નટવરલાલ નાઇટ, રેવાભાઇ રાવબહાદુર, દોલતરામ દીવાનબહાદુર, શમશુદીન શમશેર બહાદુર ઇત્યાદિએ આ બાબતમાં પોતાની ખુશી બતાવી છે. હવે ફક્ત તમારીજ હાએહાની વાર છે."

"તો જાઓ આપણી પણ હા."

"ત્યારે આપના મુબારક હાથે કંઇ આંકડો પ્રથમ મુકાવો જોઇએ."

"ઘરમાં હતો ત્યાં પણ આંકડા અને હવે બહાર નીકળ્યો તો ત્યાં પણ મુબારક હાથના આંકડા મુકવાના બાકી રહ્યા!"

"ત્યારે કંઇ ફોકટમાં "મોટા માણસ થવાય."

"અરે! રાવ સાહેબ, બળી એ મોટાઇ! મોટાઇમાં ને મોટાઇમાં તો તિજોરીનું તળીઉં સાફ થવા આવ્યું."

"અરે! ખાનસાહેબ, કીર્તિ અમુલ્ય વસ્તુ છે. પૈસાતો હાથનો મેલ છે. તમે સાંભળ્યું નથી કે ઇજ્જત ખાતર ઠીકરામાં ખાવું પડે છે."

"તો જાઓ એ મોટાઇના નામ પર ધુળ વાળી બસો લખું છું.'

"તે કંઇ બને! તમારા જેવા હાતિમ દિલ સખી વજુદ પાસેથી' તો ઓછામાં ઓછા પાંચસોની આશા રાખી શકાય!"

"પણ કુવામાં હોય તો હવાડામાં આવે ને?

"હવે એ બધા બહાનાં જવા દયો નહિતર બીજા મોટા માણસોને વચ્ચે નાખવા પડશે."

"જાઓ તમારી આ બે આંખોની શરમને લીધે પચાસ વધારે લખું છું. બસ હવે તો આવી બાબતોથી નાકમાં દમ આવ્યો છે."

અંતે એ સાહેબો ડુમસના ભાઠામાં હવા ખાવા ગયા. ખાન સાહેબ તો હવે મોટાઇમાં સાવ મુંઝાઇ ગયા હતા.

"જો મેં ઉંચું ઘર બાંધ્યું ન હોત અને આ ખાનસાહેબનું પુછડું વળગાડયું ન હોત; તો આ બધી બલાઓ ન વળગત." વિચારમાં ને વિચારમાં રેતીમાં બેસેલા એક સદ્ગ્રહસ્થ સાથે અથડાઇ પડયા. તેણે આંખ ફેરવી, "સાહેબ દેખાતું નથી?"

"માફ કરજો." ખાન સાહેબે માફી માંગી. ગૃહસ્થાઇ બતાવી. રાવ સાહેબે તે અજાણ્યા માણુસને કહ્યું.

"એ તો સુરતવાળા ખાન સાહેબ છે. એવા મોટા માણુસની તો તમારે માફી માગવી જોઇએ."

"આપ જેવા મોટા માણુસની બેઅદબી કર્યા બદલ હું માફી ચાહું છું." અજાણ્યા ઇન્સાને માફી માગી.

"કંઇ નહિ, હોય માણુસની ભુલ થાય છે. પણ આપની ઓળખાણ આપશો." ખાનસાહેબે મોટાઇ બતાવવા માંડી.

"મહાશય, હું એક દેશ સેવક છું. સોનાપુર વિધવા આશ્રમનો સેક્રેટરી છું. ઘણા શ્રીમંતો આ સ્થળે હવા ખાવા માટે આવે છે તેમની પાસેથી વિધવા આશ્રમ જેવા પરોપકારી ખાતાને નીભાવવાની મદદ લેવા માટે અત્રે આવ્યો છું. મ્હારા અહોભાગ્ય કે આપ જેવા મોટા માણુસનો અચાનક ભેટો થયો.

"તે વિધવાઓને આશ્રમમાં ગોંધી રાખવા કરતાં પુનર્લગ્ન કરાવો તો શું ખોટું?" ખાનસાહેબે સરળ રસ્તો બતાવ્યો.

"અમે એ પ્રશ્ન જ્ઞાતિ પરિષદોમાં ત્રણ વર્ષથી ચર્ચીએ છીએ પણ હજુ સુધી નિવેડો આવ્યો નથી. વળી પુનર્લગ્ન પસંદ કરે એટલી વિધવાઓ પણ કેળવાઇ નથી ત્યાં સુધી એવા આશ્રમોને નિભાવી રાખવાની જરૂર તો છેજ. મુસ્લિમો સખાવત માટે આગળ પડતા છે તો અમારા પર પણ આપની કૃપાદ્રષ્ટિ થવી જોઇએ."

"વધુ ટેકામાં રાવસાહેબે ખાનસાહેબના કાનમાં ફુંક મારી જેથી પચાસનો આંકડો કચવાતે મને ખાનસાહેબને માંડવો પડયો. પેલા એક કવિએ પોતાના કમનસીબ ભાગ્ય વિષે લખ્યું છે તે બરાબર ખાનસાહેબને બંધબેસતું આવ્યું."

**"અભાગીયા તું જઇશ મા બેસી રહેજે ભારમાં,**
**હું પહોંચીશ રેલમાં તો હું પહોંચીશ તારમાં!"**

"યાને કે નસીબ બે ડગલાં આગળને આગળ રહે છે." હવે ખાનસાહેબે મનમાં ચોક્કસ ઇરાદો કર્યો કે "પાંચ છ મહીના બહાર ઉપડી જાઉં કે જેથી આ સુધરેલા ભીખારીઓની આપદાથી છુટું" એવામાં તાર આવ્યો. ભોગ લાગ્યા ! તાર યતીમખાનાના સેક્રેટરીનો હતો તેમાં એટલું જ લખ્યું હતું કે,

"યતીમખાનાની નવી ઇમારતનો પાયો આપના મુબારક હસ્તે નંખાવવાનો અમારી કમીટીએ ઠરાવ કર્યો છે, આપ એ મંજુર રાખશોજ એવી આશાથી તે બાબતના કાર્ડ પણ છપાવીને પ્રગટ કરી દીધા છે." ખાનસાહેબે સેંટહેલીનામાં કેદ થએલા નેપોલીઅન જેટલી મુંઝવણથી તાર કર્યો.

"આઇ એમ વેરી સોરી ! હું ઘણોજ દીલગીર છું કે એવા શુભ અને પરોપકારી કાર્યમાં ભાગ લઈ શકું એવી સ્થીતીમાં નથી." તાર મળતાં યતીમખાનાના સેક્રેટરીએ જાણ્યું કે "ખાનસાહેબની તબીઅત સારી નહિ હોય." એવી વાત કરી જેથી કેટલાક મેમ્બરો સહિત હકીમ ચીચીને બોલાવીને તેઓની સ્વારી ખાનસાહેબને બંગલે આવી લાગી. તેજ વેળા ખાનસાહેબ મુસાફરીએ જવાને માટે બહાર પડ્યા. આંગણામાંજ આ વરઘોડાનો ભેટો થયો.

"આપકી દિલગીરીકા બાઅસ કોઇ બીમારી હોગી યે જાનકે હમને તો હકીમ સાહબકોભી તકલીફ દી; મગર માશાઅલ્લાહ આપ તો ખુશો ખુર્રમ હેં, આપકે મુબારક હાથસે ઐસા મૌકા હમ ક્યું જાનેદેં ?" સેક્રેટરી સાહેબે બંબગોળો માર્યો.

"મગર મુજે પુને જાનેકી ખાસ ઝુરૂરત હય. અભી દેહલવી સાહબકા તાર આયા હે ઇસ લિયે ફૌરન જનાટી પડેગા." ખાનસાહેબે બચાવ કર્યો.

"ખયર, તો દોતીન ઘંટે ડેર જાઇગી. રાતકી નવકી લોકલમેં આપ જા સક્તે હેં" બધા મેમ્બરોના અતીશય આગ્રહથી ખાન

સાહેબને રોકાવું પડયું. નવા કાર્ડો છપાવી બે કલાકમાં તો સેક્રેટરીએ મેળાવડો ઉભો કર્યો. ખાનસાહેબના મુબારક હાથે યતીમખાનાની નવી ઇમારતનો પાયો પણ નંખાયો. ( મને એ વિચાર ઘણીવાર જુલાબ લીધેલો હોય ત્યારે આવે છે કે ઘણા મુબારક હાથોથી જાહેર ઇમારતો, ગાર્ડનો, પુલ, હોસ્પીટલો, લાયબ્રેરીઓ, ઇત્યાદિના પાયા જાહેર મેળાવડાઓમાં ધામધુમથી નંખાય છે પણ કોઇ મુબારક હાથથી સરકારી જાજરૂઓના પાયા કેમ ધામધુમથી નંખાતા નથી જો કે એ પણ અતી ઉગયોગી પબ્લીક ધામ તો છેજ ! ) સારા સારા વકતાઓના માખણીયાં ભાષણો થયાં, ખાનસાહેબની તારીફમાં કવિતાઓ પણ ગવાઇ, એક વકતાએ તો એમને "સેકંડ હાતમતાઇ"નો ખિતાબ પણ અર્પણ કર્યો એ બધાના ઉત્તરમાં એમને કચવાતા મને અંતરમાં હોળી છતાં મુખ પર દિવાળીનાં દર્શન કરાવી, દિલમાં મોહર્રમ છતાં મોઢા પર ઇદની ખુશાલી પ્રગટ કરી યતીમ ખાનાને પાંચસોનો આંકડો ભેટ ધરવો પડયો.

*　　*　　*

જેમ પ્લેગની બીમારીથી ઉંદરો નાસે તેમ આ જોર જુલમની સખાવતથી ખાન સાહેબ દૂર નાસવા લાગ્યા. પણ નસીબનો ચાર ડગલાં આગળનું આગળજ પહોંચતું, રેસની સીઝનમાં પોતે હવા ફેર માટે પુને પહોંચ્યા ત્યાંના મોટા માણસોમાં ધીમે ધીમે ભમવા લાગ્યા. એક દિવસ ગવર્નર સાહેબની લેવીમાં જવાનો પણ ચાન્સ મળ્યો. ખાણી પીણીને અંતે લેકચરો થયાં. તેમાંથી આંખ, નાક, ને કાનના દરદોની નવિન હોસ્પીટલ ઉઘાડવાનો ગવરનર સાહેબે વિચાર જણાવતાં ચારે તરફથી તે વિચારને અનુમોદન મળ્યું. દરેકે પોત પોતાની લાયકાત પ્રમાણે આંકડા મુકયા. ખાનસાહેબના મનમાંતો જવાળા મુખી હતો છતાં હસતા મોઢે એકસો એકાવનનો આંકડો મુકયો !

"મ્હારા કયાં ભોગ લાગ્યા કે હું મોટો માણુસ થયો ! જો બાપ દાદાના વખતનું છાપરૂં રહેવા દઇને બેસી રહ્યો હોત તો સુખે રોટલો રળી ખાત" ખાન સાહેબ હવે તંગીમાં આવી ગયા હતા.

"**ના એડમીશન વિધાઉટ પરમીશન**"નું પાટીયું બ્હાર ટાંગ્યું હતું છતાં અનેક રીતે આવનારાઓ લાગ સાંધી આવી જતા,

"અજમેરકી ટીકીટ દિલવાઓ. મીરાં દાતાર કે ઉર્સ જાનેકા કિરાયા દિલાઓ" એવું કહેનારા તો અનેક આવતા તેમને ન છુટકે આઠ બારઆના આપી પતવતા. વળી કેટલાક સત્યાગ્રહી યોધ્ધાઓતો ઘરની સામે અડંગો નાખીને પડયા રહેતા ને "કરદે હુકમ દેદે હુકમ" ના પોકાર કરતા. મોટાઇમાં ને મોટાઇમાં "ખાન સાહેબનું નળીઉં સાફ થયું હતું; જેથી બંગલો વેચી કાઢી એક નાના ઘરમાં રહેવા ગયા. "ખાનસાહેબ" ના ખિતાબને ખુણામાં ઢાંકી મુક્યો અને બાપીકો ધંધો કચરા પટીનું કોન્ટ્રાકટ રાખવાને મેદાને પડયા. એ વખતને આજે બે ત્રણ વર્ષ વીતી ગયાં છે. હવે કોઇ એમને ફાયર કરતું નથી. જાહેર મેળાવડામાં કોઇ બોલાવતુંએ નથી! અને એવણ જાતે પણ એવા મેળાવડાઓને દૂરથીજ "નવગજના નમસ્કાર" કરી પોતાને ધંધે વળગે છે.

કોઇ એમને એ વિષે પૂછે તો ઉત્તરમાં એટલુંજ કહે છે કે "**મોટા થવામાં માલ નથી**" માટે અમને તો અંધારા ખુણામાંજ પડયા રહેવાદો, જેને પ્રકાશમાં આવવું હોય તે ભલે આવે!"

[ ૨ ]

# સોટીનું સામ્રાજ્ય !

હેસ્ટીંગ્સની સોટીથી સારાએ હિંદનો ભણેલો વર્ગ અજ્ઞાત નહિજ હોય; તેમ અમારા ગુરૂ ગોકળદાસની દોઢ હાથ ને ચાર આંગળની નેતરની સોટી અને ઉર્દુમાં કહીએ તો બેત તથા અંગ્રેજીમાં વદીએ તો Cane અમારી પ્રાથમિક શાળાના સામ્રાજ્યમાં સર્વવ્યાપિ હતી અને છે. અમારી શાળામાં આચાર્યશ્રી ગોકળદાસનું આગમન થયું તે આદિ સમયથી અંત પર્યંત એટલે કે ભુતથી તે ચુડેલ......અરે ભુલ્યો ! વર્તમાન સુધી એ સોટીના ચમત્કારને નમસ્કાર ન કર્યા હોય એવું કોઇક જ કમભાગ્ય પ્રાણી હશે ! સાંદિપન ઋષિના સમયના

“ રમાડતો ગોકુળ માકડાં ગુરુને ઘેર લાવતો લાકડાં,
તે જઇ બેઠા સિંહાસન ચઢી મા’રે તૂમડીને લાકડી ! ”

–નું સ્મરણ કરાવનાર શ્રીકૃષ્ણ અને સુદામા જેવી ગુરુભક્તિ તો અમે ક્યાંથી લાવીએ? કારણ કે તે પ્રાચીન સમયમાં તો ઋષિની પર્ણ–કુટિઓજ છાત્રલય ( બોર્ડીંગ ) તરીકે વપરાતી, અને વિદ્યાના આરંભથી અંત સુધી એક જ ગુરુનું શિષ્યપદ સ્વીકારીને ત્યાંના ત્યાં જ ( ભિક્ષાવૃત્તિથી )

ખાઇપીને અલમસ્ત બની બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ કરતા. જેથી કૃષ્ણ સુદામા જેવી ગુરુભકિત કર્યા વગર છુટકો જ કયાં હતો? જો તે સમયમાં ગુરુભકિત ન કરે તો ભુખે મરવું પડે એમ હતું! તે પુરાણ સમયના શિષ્યોની ગુરુભકિત કેવા ઉત્તમ પ્રકારની હતી તે આજકાલના ઉદ્ધત વિદ્યાર્થીઓને કાનમાં સાંભળી ધ્યાનમાં ઉતારવા જેવી છે.

* * *

ઇ. સ...પુર્વે અને વિક્રમ સંવતની પશ્ચિમે કઇ સાલમાં તે વંચાયું નથી કારણ કે તંબાકુના પાંદડાપર સંસ્કૃત ભાષામાં લખેલું (મારા ધારવા પ્રમાણે તમાલપત્ર હશે પણ ભૂલથી તંબાકુ લખાઇ ગયું છે!) આ દ્રષ્ટાંત વાંચ્યું હતું; તેમાં જે જગ્યાએ સાલ લખેલી હતી તેટલું પાંદડું કોરાઇ ગએલું હતું તે ઉપરથી સાબિત થાય છે કે દરેક ધર્મશાસ્ત્રમાં તો "બીડી પીવાની સખ્ત મનાઇ છે; છતાં જે પીશે તેને પોલીસને સ્વાધીન કરવામાં આવશે!" એવું લખ્યું છે તો પણ કોઇ યોગીરાજ તે લેખવાળા પાંદડામાંથી સાલવાળો થોડોક ભાગ ધુમ્રપાન મહા ધર્મ કરી ગયો હશે! ટુંકાણુમાં લખવાનું કે,

આચાર્યશ્રી ગંભીરાનંદજીના આશ્રમમાં ઘણા શિષ્યો હતા પણ તેમની ચરણ સેવા કરવાનું સદ્‌ભાગ્ય તો તેમના રામુ અને જામુ નામના પટ્ટ શિષ્યોનાજ કપાળમાં લખાએલું હતું. આ બે શિષ્યોની ગુરુભલિકત અજોડ હતી! એક સમયે રામુ અને જામુ ગુરૂનું ચરણ સેવન કરી રહયા હતા. રામુ જમણા પગનું અને જામુ ડાબા પગનું ચરણ સેવન કરી રહયો હતો. સંસ્કારી ભાષામાં કહીએ તો દક્ષિણ પાદનું સ્વામીત્વ રામુના હસ્તમાં હતું અને ઉત્તર પાદનું આધિપત્ય જામુના કરકમળમાં હતું. ગુરુએ જરા પાસું બદલ્યું અને ડાબા પગ પર જમણો પગ મુકયો એટલે જામુ રામુપર ક્રોધે ભરાયો–

"શું મા'રા અધિકારના પગપર તા'રા અધિકારનો પગ ચઢી બેસે?" એમ કહી એક ડીકૂણું લાવીને ગુરુભકિતના

આવેશમાં જમણા પગમાં ઠોક્યું એટલે ગુરુએ ડાબો પગ જમણા પગપર ધરી દીધો જેથી રામુએ પણ એક ડીફણું જમુના અધિકારવાળા ડાબા પગપર ઠોકયું,

"ત્યારે શું મારા અધિકારવાળા પગપર ત્હારા અધિકારવાળો પગ ચઢી બેસે ?" પરિણામે ગુરુએ ઘણીએ રાડો પાડી પણ તે ગુરુચરણનું સેવન કરવા પવિત્ર કાર્યમાં પ્રવૃત્ત થએલા એકના બે ન થયા ! ક્ષણવારમાં તો ગુરુના વળીના દાંડા જેવા પાતળા પગોએ હસ્તિના (હાથીના) પગોનું રૂપ ધારણ કર્યું ! ઉપર્યુકત બીના પ્રાકૃતના 'કપોલ કલ્પિત' નામના ગ્રંથમાં પણ નોંધાએલી નજરે પડે છે. અસ્તુ.

× × ×

## સમય પલટાયો છે.

અત્યારે તો દસ વરસમાં દોઢસો ગુરુઓ પાસે અધ્યયન કરવાનું રહ્યું પછી એક જીવ તે કેટલા ગુરુઓની ભકિત કરે ? વળી હાલના વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના ઠરાવમાં પણ " ગુરુઓની ભકિત કરવી નહિ" એમ લખ્યું છે. કારણ કે પૂર્વના ગુરુઓ પ્રમાણે વર્તમાન ગુરુઓ ભિક્ષાવૃત્તિપર જીવન ગુજારતા નથી. મહીનો પૂર્ણ થતાં પહેલાં રૂ. ૧૫) અંકે રૂપીઆ પંદર રોકડા મુંબઇગરાનું બીલ આકારીને મોકલાવે છે. પછી ભલેને તે બીલનાં નાણાં બે મહીને મળે ! પણ મુદ્દાની વાત આમ છે કે ગુરુઓની સેવા બારોબાર સરકાર માબાપ કરી લે છે માટે આજના શિષ્યો તે તરફ દુર્લક્ષ થયા હોય તો તે વાસ્તવિક છે.

તમે જાણોજ છોને કે સમય બદલાયો છે. દિવેલનાં કોડીઆંની જગ્યા ઇલેકટ્રીક લાઇટે લીધી છે ! ખટારાની જગાએ મોટર ઠસી છે ! કાષ્ટના ઘોડાને ઝેપ્લીને પદભ્રષ્ટ કર્યાં છે ! ચોબગલાને ઠેકાણે હાફકોટ અને પાઘડીને બદલે હેટ વસી ગઇ છે ! કસુંબાની જગ્યાએ ચાહ અને ચલમની જગ્યાએ સિગરેટ ! માતાના સ્તનપાનને બદલે બાટલીનું દૂધ

અને ડોંગરેનું બાલામૃત કે મેલીન્સ ફુડ વસ્યું છે! પછી તમે કહો છો કે,

**નિજ બાળમાં માતા તણા સંસ્કાર કહો ક્યાંથી રહે ?**
**જ્યાં દૂધ ડબ્બાનું અને તાલીમ સરકારી મળે !**

—મતલબ કે "સમય પલટાય છે જ્યારે બધું પલટાય જાએ છે." એટલે કે પહેલાં શિષ્યોને ગુરુભક્તિ કરવી પડતી હતી; પણ હવે ગુરૂઓને ઓછા પગારને પ્રતાપે પેટનો એકએ પૂર્ણ થતો ન હોવાથી ટ્યુશન મેળવવા કાજે શિષ્યભક્તિ કરવી પડે છે. મારૂં ન માનો તો પૂછો અમારા પાડોશી પંતુજી તુકારામને !

× × ×

## ગુરૂગોકુલદાસનો દોર.

વાંચક બિરાદર! મુદ્દાના વિષયથી કંઇક આડો અવળો ચાલી ગયો હોઉં એમ ભાસ થાય છે. હું પણ શું કરૂં ! વરસાદ અને વાવા ઝોડાના તોફાનથી રેલના પાટાઓ પણ ઉખડીને ઝાડપર જઇ પડયા તો આપણે સ્હેજ ખસી જઇએ એમાં શું નવાઇ ? મોટા મોટા ફર્સ્ટ કલાસ વકતાઓ અને લેખકો પણ મૂખ્ય વિષયને પડતો મૂકી આડા અવળા ભટકી જાય છે; તો મ્હારા જેવો થર્ડ કલાસ લેખક સરીયામ રોડપરથી સ્હેજ ખસી જાય તેમાં શું થઇ ગયું ? એક તો આજ કાલ સડકોમાં મોટા મોટા ખાડા પડી ગયા છે અને વળી મેઘ-રાજાની મ્હેર, પવનની લ્હેર તથા અમાવાસ્યાનું અંધારૂં અને ઇલેક-ટ્રીકનું બીયાબારૂં ! પછી હું ધોરી રસ્તેથી વેગળો ગયો હોઉં એમાં આશ્ચર્ય પણ શું ? જુઓને કવિવર નાનાલાલ કાકા જેવા ગગનવિહારી કવિનો પગ પકડીને નીચે ખેંચી લાવવા કેટલા સાક્ષરો પ્રયત્ન કરી રહ્યા છે, ત્યારે કેટલાક એમને કૈલાસની ટોચે શિવના મસ્તક ઉપર બેસાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે ! કેટલાક કનુમુન્શીને 'ચમચરકો' લગાડે છે; તો કેટલાક મુન્શીનું નામ આવતાં ક્વિનાઇનની ગોળી

ગળવા જેવું કરે છે! આ પ્રમાણે અનેક ભાડભુંજાઓ સાહિત્યની ભટ્ટીમાં મનસ્વી પણે ચણા, મમરા ને ધાણી ફોડી રહ્યા છે, તો આપણે પણ એક ખૂણે ઉભા ઉભા પૌંઆ ખાંડીએ !

આપણી નવલકથાની નાયિકા નેતરની સોટી છે માટે તેને બરાબર પકડી રાખીશું. એક દિવસે લેસન લેતાં ગુરુ ગોકળદાસે મને પૂછ્યું:—

" હાડકાંમાંથી શું નીકળે છે ? "

" સાહેબ, હાડકાંની વાત હાડવૈદ જાણે " આટલું બોલતાંમાં તો બે ઝપાટા લાગ્યા. હવે મગનશેઠના છગનનો વારો આવ્યો.

" અલ્યા છગના બોલ, ભૂગોળ શા માટે શીખવવામાં આવે છે ? " છગન પણ અમારી ક્લાસમાં બીરબલ જેવો હાજર જવાબી વિદ્યાર્થી હતો તેણે એકદમ જવાબ ઠોકયો,

" પરીક્ષાની વેઠ ઉતારવા. " ગુરુજી ક્રોધથી નસ્કોરાં ફુલાવતા હાથમાં રણચંડીકા અરે ! ભૂલ્યો ! આપણી વાર્તાની નાયિકાનો સહકાર કરીને છેક છગનની પીઠ નીકટ પધાર્યા અને નાયિકાનો ભેટો એવો કરાવ્યો કે ક્ષણવારમાં તો છગનની પીઠના સપાટ પ્રદેશપર સાતપૂડા અને વિંધ્યાચળ જેવા બે ઉચ્ચ પ્રદેશની રેખાઓ ઉપસ્થિત થઇ ! ( સોળ પડયા. )

આચાર્યશ્રી ગોકળદાસ તાડન વિધિના શ્રમથી શ્રમિત થઇને પેટની ધમણ હલાવતા પ્રસ્વેદબીંદુ લુછી રહયા હતા એટલામાં છગનનો પાડોસી ગગન બોલી ઉઠ્યો,

" સાહેબ ભૂગોળ ગામો, શહેરો, નદીઓ વિગેરે જોવા અને ગોખી ગોખીને ગળું સુકવી દેવા શીખવવામાં આવે છે. "

" બેસ, બેસ વાંઝણીના ! " કહી ગુરૂએ તેને પણ ભરચી ગુંદરપાક જમાડયો જેથી કેટલીક પળો સુધી શાળામાં સ્મશાનવત શાંતિ પ્રસરી ! આ પ્રમાણે જરાપણ લેસન ન આવડતાં કે ઘેરથી શાળામાં આવતાં જરા મોડું થતા ગુરુ ગોકળદાસ કાળભૈરવનું સ્વરૂપ ધારણ કરી

અમારાપર તૂટી પડતા ને શાળાને ક્ષણવારમાં લકડી પટાનો અખાડો બનાવી દેતા ! અમારા બરડા પણ સોટીના પ્રહારોથી રીઢા ઢાલ જેવા થઇ ગયા હતા.

× × ×

## વિદ્યાર્થીઓનાં પરાક્રમ.

એક દીવસનો પ્રસંગ ખાસ નોંધવા જેવો હોવાથી અત્રે રજુ કરવાનું સાહસ કરૂં છું. બપોરના ગાળે, અમારા ગુરુજી એક તરફ રૂપાની તૂટેલી દાંડીપર દોરી વીંટાળેલી ફ્રેમવાળા ચશ્માને નાકની દાંડીપર ઠેરવીને પાઘડું ખુંટીએ ભેરવી, પગને લેખન પીઠના ( મેજ ) ઉચ્ચ પ્રદેશપર ઠેસવી ખુરસીમાં ધાંસડી વળાઇ જઇને નિત્ય નિયમ પ્રમાણે જરા વામકુક્ષિ કરી રહ્યા હતા. એટલે કે નાસિકાદ્વારા ૐ જેવો ઉચ્ચાર કરતાં નિદ્રાદેવીની આરાધના કરતાં ખુરસીમાંજ સમાધી ચઢાવી રહ્યા હતા, એવા કટોકટીના પ્રસંગે હું મોનિટર હોવાથી મ્હારે ગુરુની સમાધીમાં ખલેલ ન પડે તેટલા સારૂ બીજા વિદ્યાર્થીઓને એકડે એકથી એકે ઊઠેઊઠા સુધી આંક લખાવવાનું જહાંગીરશાહી ફરમાન દુઃખી જીગરે કરવું પડતું !

ટીખળી છોકરાઓ આ અમોલી તકનો સુંદર લાભ લેતા. અમારા વર્ગમાં એદલજી અડસટ્ટે નામનો એક પારસી પોરીઓ મહા ટીખળી હતો તે છાનોમાનો ગુરુની પાઘડી પોતાના મસ્તકે ઓઢવીને ઉંદર પ્રમાણે ધીરતા અને ચપળતાથી ગુરુની નાકની દાંડી પરથી ચશ્મા લેવાની પેરવી કરી રહ્યો હતો. નાગની મણી લેવા જેવું દુષ્કર કાર્ય હતું; તો પણ એદલજી અડસટ્ટે એવા કાયમા પાછો પડે એમ ન હતો. ( ગુરુની કુંભકરણીયા નિદ્રાને પ્રતાપે ) તે સાહસ કરી રહ્યો હતો. એવામાં મ્હારી દ્રષ્ટિ તેનાપર પડી. મેં તેની પાસેથી ચશ્મો ઝુંટાવી લેવાનો પ્રયત્નઃ કર્યો પણ અમારી ખેંચાખેંચીમાં ચશ્માની એક દાંડી રીસાઇ ગઇ અને એદલજીની કોણી ગુરુના કપાળ પ્રદેશને ભેટી પડી ! એટલે પછી પુછવુંજ શું !

એકસામટા બેચાર સાંઢ બરાડી ઉઠે એમ ગુરુજીએ ત્રાડ પાડી! શું જાણે ભાદરવાનું વાદળ ગાજ્યું! એમની ચોટલી નહિ પણ ચોટલો હવામાં ઉછળી રહી અસ્તવ્યસ્ત થઇ ગયો હતો, કૌટિલ્ય નીતિ વિશારદ અને અર્થશાસ્ત્ર પ્રવર્તક ગુરુ ચાણક્ય પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા જાણે નંદનો નાશ કરવાને શીખાબંધન કર્યા વગર ધસી આવતા હોય; તેમ જોયા ભાળ્યા વગર ડ્રાઇવરથી તે ગાર્ડ સુધી દરેકની પીઠપર જુવારનો પોંક વગર મોસમે પાડવા લાગ્યા. ગુરુજીને તાડનવિધિ કરવાનો અસાધ્ય રોગ લાગુ પડયો હતો તે મટાડવાને અમારી શાળાના સર્વે શિષ્યોએ નિશાળ ઉઘડવાના સમય પહેલાં ઓટલાપર બેસીને સર્વાનુમતે ઠરાવ પ્રસાર કર્યો હતો. તે ઠરાવને અમલમાં મુકવા સારૂ અમારી તે દિવસની સભાના પ્રમુખ નવાબ અક્કલબાઝખાંના અનૌરસ પૌત્ર મિયાં અબ્દુલકરીમે ખાસ રઘા પટેલની વાડીમાંથી 'કવચ' લાવીને ગુરુજીના આસને (સાડાત્રણ પાયાવાળી ખુરસી પર) ભેટ ચઢાવી હતી. બધું શિષ્યમંડળ હર્ષાવેશમાં આવી ગયું હતું, પણ 'એકને પાપે વહાણ ડુબે;' તેમ કોઇ ચાડીઆ છોકરાએ અમારા પ્રોગ્રામ વિષે ગુરુજીને આગળથી ચેતાવી દીધા હતા, એટલે જેમ લંડનની પાર્લામેન્ટને ઉડાવી દેવાનો ગાય ફોક્સનો 'ગનપાઉડર પ્લોટ'નો પ્રોગ્રામ જાહેર થતાં તે અને તેના સાથીઓને ફાંસી મળી હતી; તેમ મિયાં અબ્દુલકરીમ અને અમારા મંડળના બધા સભ્યોને દોઢ હાથવાળી રણચંડિકાનો ફરી ફરીને પુનઃ ભેટો થયો! આખી શાળામાં કરૂણતાનું સામ્રાજ્ય વ્યાપ્યું. રા. ખેંગાર મરાતાં જુનાગઢમાં જે શોક પ્રસર્યો હતો અને કરણઘેલો પલાયન થતાં પાટણમાં જે દિલગીરી ફેલાઇ હતી તે કરતાં પણ અમારો શોક સહસ્ત્ર ઘણો હશે! પણ–

"સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીઆં"

નામની ચોથી ચોપડીમાંથી ગોખીને ગળું સુકાઇ ગયેલું તે નરસિંહ મહેતાની કવિતા અમારી જીહ્વાગ્રે હોવાથી અમે ક્ષણવારમાં જ શોકને વિસરી ગયા! મતલબ કે સોટીઓનો સહકાર કરીને પણ ગુરૂ ગોકુળ-

દાસની શાળામાં અભ્યાસ કરીને સર્વ શાસ્ત્રમાં પારંગત થયા હોઇએ એમ ગર્વ ધારણ કરીને અંતે સમયાનુસાર ગૃહસ્થાશ્રમમાં પડયા ! કેટલાક બ્રહ્મચારી પણ રહ્યા !

× × ×

## સોટીનાં રૂપાંતર

જેમ કિશોરીમાંથી મુગ્ધા, અને મુગ્ધામાંથી યુવા, અને યુવામાંથી પ્રૌઢા. તથા પ્રૌઢામાંથી વૃદ્ધા એમ અનેક સ્વરૂપો સ્ત્રી જાતિમાં બદલાય છે; તેમ ગુરૂગોકુળદાસની સોટીનું રૂપાંતર થયું, અને તેના અધિકાર પ્રમાણે જુદાં જુદાં લાકડી, ધોકો, લઠ્ઠ, ડીકણું, ડંડો, ડાંગ, ગદા ઇત્યાદિ ઇત્યાદિ નામ પડયાં ! જોકે સોટીથી વિદ્યાર્થીઓને તો ફાયદો જ થયો છે; પણ બીજા લોકોને શું લાભાલાભ થાય છે તે તપાસીએ. જ્યારે એ સોટી કોઇ પોલિસ જમાદાર કે ફોજદારને હાથ ચઢે છે; ત્યારે ગુનેહગાર ન હોય તેને પણ ગુનેહગાર બનાવવાની પરાણે ફરજ પાડે છે. પ્રજાસત્તાક નહિ પણ રાજાસત્તાક રાજ્ય ચલાવવાને સોટી ખાસ ઉપયોગી છે. એ સોટીની સત્તાને પેલા અસહકારીઓ પશુબળ કહે છે. એજ સોટીનો પિતા ડંડો, જ્યારે એક સાધારણ "સપઇના હાથમેં આવી ઝાઇસ ઇ ટાંણે" પ્રજાનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવાનું વિશેષ કાર્ય કરે છે ! શું કરે ? બિચારી પોલિસ સિપાઇ તરિકે નોકરી કરનાર વ્યકિતઓ પણ પ્રચંડકાય હોય છે. તેમને ટંકે ત્રણ શેર અનાજ ખાવા જોઇએ તે આવા મોંઘવારીના સમયમાં વીસ, રૂપરડીમાંથી શી રીતે પુરૂં કરી શકે ?

"તમેજ કે'ઓને ? જરા દેમાગને સરાનપર ચ'રાવીને ભેજું કસી જોસો; તો બધું આપોઆપ રોશન થશે !" કે ઢેડ, દુબળા, વાઘરી ઇ૦ અંત્યજ વર્ગને લુચ્ખો દમ ભરાવીને એ બિચારા સિપાઇદાદા ચાહપાણીનાં એક બે દેઢીયાં કઢાવે તો એમાં એમનોએ શો દોષ ? એ પણ જગતનો ન્યાય છે કે મોટા અમલદારો ઓકાતે તે ભેટ કે

નજરાણું કહેવાય અને નાના અમલદારો પૈસા કઢાવે તે લાંચ!" "ગરીબકી જોરૂ સબકી ભાવજ!" હશે આપણે શું? 'કરશે તે ભરશે' ને 'ફરશે ને ચરશે' વળી 'બાંધ્યું ભૂખે મરશે!'

પણ એ મા'રા બપ્પાવાના બપ્પાવા! એ ડંડાએ જ્યાં લોકોના સલામત ભેજાં ચોક્કસ રીતે કસવા માંડયાં કે ગમે તેવા ઉશ્કેરાયલા હિંદુ, મુસલમાનો હુલ્લડ કરવું પડતુ મૂકી 'તેરીબી ચૂપ' કરવાના! એ ડંડો જ્યારે વીફરે છે, ત્યારે ઠેરઠેર સત્યાનાશ વાળી દે છે. જલીયાન વાલા બાગમાં કોઇ ડાયર નામના પ્રાણીએ એ ડંડો ઉછાળ્યો હતો, તે એવો ઉછાળ્યો કે ત્રણસો વરસથી ઉંઘી રહેલા તેત્રીસ કરોડ કુંભકરણોને એકે સપાટે જગાડી દીધા! અને હવે ભવિષ્યમાં એવા ડંડા ન પડે એટલા માટે ખોપરીઓને મજબુત કરવા જાડી ખાદીની ટોપીઓ પહેરીને સ્વરાજ્ય મેળવવા ઘોંઘાટ કરવા લાગ્યા પણ આપણા ગોરા માવતરોની ભુમિમાં ઉત્પન્ન થએલા કોઇ લોઇડ જ્યોર્જ નામના મહર્ષિના તપનો એ ઘોંઘાટથી ભંગ થયો જેથી તે ઋષિરાજે ટાઇમ્સના પુલ પર ઉભા રહીને, ચીરૂટનો દમ લગાવતાં, એક હાથ પાટલુનના ખિસ્સામાં ઘાલીને શ્રાપ આપ્યો કે,

"લાયક થશો ત્યારે સ્વરાજ આપીશું! હજુ તો તમારા દુધીયા દાંત ગણાય છે!" અને ખરેખર! સ્વરાજની ધુનમાં અમને સળેખમ થઇ ગયુ, છતાં તે તો ન મળ્યું! પણ વાજા અને ગાયને બહાને અંદર અંદર લડી મરવાનું બહાનું જડયું! ત્યાં પણ એ સોટીની માતા લાકડી અને પિતા ડંડાએ પોતાનું ધાર્યું કર્યું! એમાં એ ડંડાની પણ કસુર નથી કારણ. કે એ પ્રથા તો ઇતિહાસમાં 'પીછેસે ચલી આતી હૈ' રામ રાવણમાં પણ ડંડા ઉછળ્યા હતા, પાંડવકૌરવમાં પણ ડંડા ઉછળ્યા હતા. ત્યારથી અત્યાર સુધી અનેકવાર હિંદમાં ડંડા ઉછળ્યા છે. પાણીપતના મેદાનમાં તો અનેકવાર દાંડીઆરાસ રમાયો છે. તો હવે એજ સાબિત થાય છે. કે ડંડો એ ઇતિહાસનો આત્માજ

છે! એ સર્વવ્યાપી ડંડો જ્યારે શહેનશાહોના હસ્તનો સહકાર કરે છે ત્યારે રાજદંડ કહેવાય છે. એ રાજદંડ જેવા નિર્જીવ પ્રાણીમાં પણ એટલી શકિત હોય છે કે મોટાં રાજ્યનાં રાજ્ય પણ પાયમાલ કરી શકે છે! રાજા કૈસરને પુછ કે તારી મુછનું કયમ નીચું થયું ગુચ્છ? હશે, **એ વાત તો એટલેથીજ રહી ને ભીમગદાની શી ગત થઇ?**

× × ×

સાહેબો અને મડમો! જેમ પહેલાં વાંસ જેવા લાંબા મનુષ્ય હતા ને ઘસાઇ ઘસાઇને અત્રે આઠ વેંતના થઇ ગયા છે; (અખાએ કહ્યું છે કે આઠ વેંતનો હુ જે ઘડયો; તે કયમ હરિથી અવળો રહ્યો?) તેમ ભીમની ગદા કાળક્રમે ઘસાઇ ઘસાઇને સંક્ષિપ્ત રૂપે રહી ગઇ છે. તેના પણ અત્રે બે પ્રકાર થયા છે. એક કેળવાએલાઓનાં સંસર્ગમાં રહેનારો અને બીજો અભણોના સહવાસમાં રહેનારો. કેળવાએલાઓના સહવાસમાં તે મગદળ રૂપે નિશાળના ખુણાને શોભાવે છે! ઉપયોગ થાય છે કે નહિ તેનો ભેદ તો જાણે અલ્લાહમિયાં! ઉપયોગ નહિજ થતો હોય, નહિતર પેલા લોકો કહે છે તેમ:—

**"મેટ્રિક તો માંદા થયા, બી. એ. બન્યા બેહાલ;**
**એમ. એ. મરણ પધારીએ. એ વિદ્યાના હાલ!"**

લખવાની ફરજ કેમ પડી?

હશે! બીજો પ્રકાર ધોકાના નામથી ઓળખાય છે; તે બાગ-બગીચા અને મહેલ–હવેલીઓનું રક્ષણ કરનાર સીતારામ, રામપ્રસાદ ઇત્યાદિ ભૈયાઓનો સહકાર કરે છે. કાંતો દીંગ વેચનાર કે કંડ-બંગીઓને પૈસા મારનાર પેલા ગંગીસ્યમાં જંઘીમખાં જેવા આગાઓના હસ્તને શોભાવે છે!

ધોકાનો લઘુબંધુ ડીકણું, જે પ્રજાપતિ (કુંભાર)ની જંગમ મિલકત છે. કારણ કે તેમનો હાથી ગર્દવરાજ જ્યારે પાંચમણના બોજાસહિત સમાધી ચઢાવીને રસ્તામાંજ સ્થિર થઇ પ્રભુના ધ્યાનમાં એકતાન થાય છે; ત્યારે એજ ડીકણાને પ્રતાપે તેમાં ચૈતન્ય પ્રગટે છે! એ પાપી

ડીફણું ખરરાજનું પરાપૂર્વનું વૈરી છે! એ ડીફણારૂપી રાજદંડના પ્રતાપથીજ "સુખે સુએ સંસારમાં ભાગ્યવંત કુંભાર!" પણ એજ નામાંકિત ડીફણું જ્યારે અબળાઓને હસ્તક ચઢે છે; ત્યારે મોટી મોટી વોશીંગ કંપનીઓને પણ મ્હાત કરે એવું મહાભારત કામ કરે છે! એકજ ડીફણાથી ગમે તેવાં જાડાં કપડાં ધબ્બાક! ધબ્બાક! શુંને ધબ્બ દઈને ધોવાઇ જાય છે! રાવણને દશ મસ્તક હતાં. તેમ એ ડીફણાને બે મસ્તક પ્રગટ થાય છે ત્યારે એ દેશોધ્ધારકનું રૂપ ધારણ કરે છે. એને નર્મગદ્યમાં **ગોટીલા**ના નામથી સંબોધ્યું છે. એ ગોટીલાના વાલીવારસો પીંજારા મહાશયના નામથી ઓળખાય છે. પીંજણના ધનુષ્ય પર એ ગોટીલો બાણરૂપે ગોઠવાય છે ત્યારે "ફરરાગ ફૂફૂ!" શું ને રૂ પીંજાઇ જાય છે. રૂમાંથી સુતર થાય છે ને સુતરમાંથી કપડાં તૈયાર થાય છે. જેમ છેલ્લા યુરોપી વિગ્રહમાં લોઇડ જ્યોજ અને કરઝન બ્રિટનના મોટા સ્તંભો હતા! તેમ અસહકારની ચળવળના મુખ્ય પ્રધાનો **રેંટિઆ** અને **ગોટિલો** ગણાતા! એ મોઢાનો ગપગોળો નથી પણ યંગઈંડીઆનું વાક્ય છે!

* × *

## ડીફણાનાં સગાસંબંધીઓ.

ડીફણાની સગી માસી **ડાંગ** જ્યારે ભરવાડોને હાથ ચઢે છે, ત્યારે મોટા મોટા મહારથીઓને પણ ભારે થઇ પડે છે! "મહારાજાધીરાજ" વાંચનાર કાકની ઘડીયાળી ડાંગથી અજાત નહિ જ હોય! અજાયબીની વાત એ છે; કે એ ડાંગના ટેકા પર ભરવાડો આખી રાત ઉભા ઉભા ઉંઘી શકે છે. ડાંગ પલંગની ગરજ સારે છે! જેમ બિલાડાનુ આગમન થતાં ઉંદરમામાને પલાયન થઇ જવાની ફરજ પડે છે; તેમ વર્તમાન યુગમાં **બંદુકડી**ની પધરામણી થતાં **ડાંગડી**ને નાસીપાસ થવું પડે છે! ભલું થજો પેલા બિચારા સ્કાઉટોનું કે તેમણે હિંદની પુરાણી જાહોજલાલીના સ્મારકરૂપ ડાંગનો અંગીકાર કર્યો છે પણ તેમનાં

માથુકાંગલા ખોળીયાં નિહાળીને મા'રા ડોળા આશ્ચર્યથી પહોળા થઇ જાય છે કે રખેને એ ડાંગ ઉંચકતાં એમનાં કઇ કાંડા ન ઉતરી જાય!

× × ×

ધોકો જ્યારે ખાઇપીને તાજો થએલો હોય છે ત્યારે લઠ્ઠ કહેવાય છે. "ઝટ દે પટ મરેગા! કરદે હુકમ દેદે હુકમ! એક પૈસા લુંગા ઔર સો ગાલી દુંગા!" ઇત્યાદિ વ્યર્થ બકવાટ કરી સંસારીઓને રંજાડનાર હટ્ટા, કટ્ટા, મુસ્ટંડા ફકીરો એ લઠ્ઠ ધારણ કરીને લઠ્ઠધારી બની દુનિઆને ભારરૂપ થઇ પડયા છે. ત્યારે "જય શંભો ભોળાનાથ ફટક ગીરધારી નહિ લોટા કે થાલી!" નો જયઘોષ કરનારા અને ગાંજાભાંગનો ભાવ ઉંચો ચઢાવી દેનારા એ લઠ્ઠધારી સાંઇ–ફકીરોના સગા પિતરાઇ પેલા અલમસ્ત આખલા જેવા બાવા ગોસાંઇઓ! પોતે તો બાવા બન્યા છે પણ બીજાઓને બાવા બનવાની ફરજ પાડી રહ્યા છે તે......એક કવિએ કહ્યું છે તેમઃ—

**"જ્યાં ઘરમાં કંઈ થઇ ખટપટ; જઇ જોયો બાવાનો મઠ,**
**બાવાજીએ કાતર લઈને દાઢી મૂછો કાપી ઝટ!**
**હલકી તુમડી હાથ દઈને મોટો ભારી આપ્યો લઠ્ઠ,**
**બોધ કર્યો કે બેટા માંગો ભિક્ષા તજીદે સબ ઝંઝટ.**
**એમજ પોતાને હાથે નિજ હાથપગોને ભાંગ્યા છે,**
**ચોથે ભાગે ભારતવાસી ભીખ માગવા લાગ્યા છે!"**

એ છપ્પન લાખ લઠ્ઠધારીઓ! ભારતમાં ભૂખમરાનો ચેપી રોગ ઉત્પન્ન કરનાર સંસાર ત્યાગીઓ! પબ્લીકમાં સંન્યાસી ગણાઇ પ્રાઇવેટમાં પીંઢારાનું કામ કરનાર મહાત્માઓ! થોડા અપવાદ સિવાય લઠ્ઠ ધારણ કરીને દેશનું દળદર ફીટાડવામાં કેવો સારો ફાળો આપી રહ્યા છે તે ગાંજાભાંગના લાઇસિન્સદારોને પૂછો! કાં તો આબકારી ખાતાના પ્રધાનને.

એ લકુનો સગો મામો કે જેને ધર્મશાસ્ત્રો 'મુશળ' ના નામથી ઓળખે છે. બળભદ્રે એ મુશળના પ્રભાવથી માયાવી વીર ઘટોત્કચ્છને હરાવ્યો હતો, પણ પાછળથી એ મુશળને "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" પ્રાપ્ત થઇ જેથી યાદવો મદીરાદેવીની મોહનીદ્રામાં સામસામે મુશળયુદ્ધ કરીને મરી ફીટયા. તેને ઇતિહાસે 'જાદવાસ્થળી' કહી છે! એ મુશળ ત્યાર પછી જેની બુધ્ધિ શાસ્ત્રકારોએ પગની પાનીએ કહી છે એવી અબળાઓના હાથમાં આવ્યું (આજકાલ બૈરાંની બુધ્ધિ પગની પાનીએ નહિ પણ બુટની એડીએ છે; કારણ કે પહેલાં સ્ત્રી ઉઘાડે પગે ફરતી હતી, અને હવે તો બુટ પહેરે છે!) પણ મુશળના ધમકારાથી કંટાળેલા કોમળ મગજવાળા પુરૂષોએ સો મીલ્સ અને ફ્લોર ફેક્ટરીઓ કાઢીને સ્ત્રીઓ પાસેથી એ અમોલું હથિયાર પડાવી લીધું છે! હાલ તો એ બિચારૂં મુશળ દુઃખી જીગરે કોઇ નાના ગામડાના નાનકડા ઝુંપડાના એકાદ અંધારા ખુણામાં પડયું પડયું છેલ્લા શ્વાસો લઇ રહ્યું છે!

×　　　*　　　×

આપણે અત્યાર સુધી જેટલું વર્ણન કરી ગયા તે ફેશનથી બિલાફ છે। કારણ કે આજકાલના ફેશનેબલ અપટુડેટ યુવકો ધોકો, લકુ, ડીકણું, ડાંગ કે ડંડો ધારણ કરી શકતા નથી. પણ શરીરની શોભામાં વૃધ્ધિ કરવા કાજે ભપકાદાર રંગરોગાનવાળી નાજુક સ્ટીક ધારણ કરે છે! આંખો પર માખો ન બેસે માટે બેતાળાં આવ્યાં વગર સ્પેકટેકલ (ચશ્મા)નો અંગિકાર કર્યાથી કાંઇક ઢેકા ઢળીઆવાળી ભુમિને ભેટી ન પડાય માટે ટેકા તરીકે પણ તેનો ઉપયોગ થઇ શકે છે. "નબળો માટી બૈયર પર શુરો!" એ કહેવત પણ કેટલાક અર્ધદગ્ધ યુવકો સોટીથી સાબિત કરે છે! જેમ આજકાલ પરિષદો, કાઉન્સીલો કે મટીંગોમાં ઠરાવોને ગમે તેવો નબળો પણ ટેકો ન મળે તો તે ઠરાવ પડી ભાંગે છે; તેમ યુવાનો પણ સ્ટીકના ટેકા વગર ......? વળી અચાનક કુતરૂં

કરડી ન ખાય માટે બચાવના હથિઆર તરીકે પણ ઉપયોગ થઇ શકે ! અરે ! પણ મૂછકને મારી મૂછોપર હાથ ફેરવનાર ( કિલનશેવ હોય તો પણ ! ) વીરનરો સિવાયના અપવાદરૂપે ગાંધીજીના મારા જેવા અહિંસાના ઉપાસકો અને જઇન બંધુઓને બાદ કરતાં આજકાલની ફૂટી નીકળેલી પેલી એડીપોલો સ્ટીકના સ્વામિઓ ! એટલે કે ચોરબજારના ચાલકો અને પ્લેહાઉસના પહેરેગીરો કે ખેતવાડીના ખાનદાનાઓ ! યાને કે મુંબઇના મવાલીઓ ! અને સુરતના શાહુકારો તે ગલેમંદીના ગર્ધવો કે ઝાંપાબજારના જાસુસોથી ચેતતા રહી ખિરસાપાકીટ સમાલજો ! નહિતર ઘરની બ્હાર નીકળવાને બદલે ગોદરેજની તીજોરીમાં ભરાઇ રહેજો, કારણ કે આજકાલ કૌમી કડવાસનો ઝેરી રીમુમ ચોતરફ ફુંકાઇ રહ્યો છે; તેમાં પાપડી સાથે ઇયળ પ્રમાણે બફાઇ ન જાઓ !

[ ૩ ]

# અપટુડેટ કરણઘેલો !

[ નોટઃ—રા. નંદશંકરભાઈના ચિતરેલાં છ સૈકાં પહેલાંના પાટણના છેલ્લા રજપુત રાજા કરણઘેલાને આજે પુનઃ રજુ કરીએ એટલે કે મહારાજા કરણ છસો વર્ષ મોડા વીસમી સદીમાં પૃથ્વી પર પધાર્યા હોત; તો કેવો ઈતિહાસ રચાત તેનું કંઈક ઝાંખું ચિત્ર તમારી આંખો આગળ રજુ કરવાનો અલ્પ પ્રયત્ન કરીશ. રા. નંદશંકર તો સાક્ષર હતા એટલે લાંબો લચ કરણઘેલો લખી ગયા પણ આપણે તો ટુંકો ટચ લખીશું. —બેકાર ]

## વિલાસ ભુવનમાં

શિઆળાની કકડતી ટાઢમાં કોઈ મનુષ્ય ગોદડામાંથી મોઢું કાઢવાનું પણ સાહસ ન કરે તે વખતે રોયલ ગાર્ડનમાં વિલાસ ભુવનના ત્રીજા માળ ઉપર પાટણપતિ મહારાજા કરણ હસ્તીસમાન ગંભીર ગતીથી આમતેમ આંટા મારી રહ્યા હતા. એમના શ્રીમુખમાંથી સીગરેટના ધૂમાડા સાથે કંઈક શબ્દો પણ નીકળતા હતા. થોડીકવાર કંઈક વિચાર કરી ચોક્કસ નિર્ણયપર આવી ગયા હોય તેમ ઉમંગમાં આવી ઓવરકોટના ખિસ્સામાંથી હાથ કાઢીને ચાંપ દબાવી એટલે

" જુઓ સાહેબ છગનીઓ મ્હારા કાનમાં પેન ખોસે છે. "

" નાજી, એણે મને પહેલો મુક્કો માર્યો ! "

" માસ્તર સાબ ! આ પેસતનજી મને પપ્પો પપ્પો કહીને ખીજવે છે ! "

" અરે ! નહીંરે સાહેબ ! ઉલ્તા એવન બધા કાગરો કાગરો કહીને સતાવેચ ! " આ પ્રમાણેની અનેક ફરીઆદો આવે તેના ચુકાદા આપવાના. જરા કોઇ છોકરાને એકાદ બે તમાચા વાગી જાય તો તેના વાલીઓ અમને કોરટ સુધી ધસડી જવાની ધમકી આપે, વળી કેટલાંક સેદ્‌ગૃહસ્થ માબાપોની દમદાટીએ સહન કરવી પડે તે જુદી.

" માસ્તર ! તમે તે છોકરાં ભણાવો છો કે ડોબાં ચારો છો ? આ જુઓને મહારા ચમનીયાનું નાક કોઇ છોકરાએ ખેંચ્યું છે તે બિચારાને આઠ દિવસથી સળેખમ થઈ ગયું છે. તમે તે છોકરાઓ ઉપર દેખરેખ રાખો છો કે ઉંઘો છો ? " આવા એકાદ સદ્‌ગૃહસ્થને ભાઇબાપા કરી વિદાય કરીએ એટલામાં વળી કોઇ બોલકણી બાઇ બોલતી બોલતી જ આવી પડે કે,

" મેતાજી ! ના હોય તો અમારૂં ઘર લુંટી જાઓ ! આ ગયા હોમવારે તો મ્હારા ચમનીયાના બાપાએ ફીનાં પઇસા આઇપાતા ને પાછો એ કેવા પઈસા લેવા આયવો છે ? તમારે તે છોકરો ભણાવવો છે કે આમ ફીનું ઉઘરાણું જ કર્યા કરવું છે ! "

" અરે ! ભલી બાઈ પણ જરા પુછ્યા ગાછ્યા વગર જ શું ગુસ્સે થઇ જાઓ છો ? ગયા સોમવારે તો ફકત જાન્યુઆરીની ફીના પૈસા આપ્યા પણ હજુ તો ફેબ્રુઆરી, માર્ચ ને એપ્રીલના પૈસા તો બાકી છે ! "

" એ તમારૂં એપ્રેલ ને કોપરેલ ચુલામાં જાય ! માહરે તો છોકરાને ભણાંવવો જ નથી ! ભણી ભણીને હું ધાર મારવાનો છે ? આ પેલો રતન ડોહીનો મગનો અંગરેજી ભણી ભણીને થાકી ગીયો ત્યારે વીહ રૂપરડી કમાતો થીયો ! એ...એમોંને હુ હકકરવાર થીયો ? એ

કરતાં તો અમારા ચમનીઆના બાપા અભણ અભણ તોએ ઓંક ફરકના સટ્ટામાં રોજ ચાર પાંચ રૂપિયા કમાઇ લાવેચ !" લ્યો, અવાં વાદળો તો દીનમાં દસ વાર ચઢી આવે ! તેનું કરવું શું ?

નિશાળના કજીયા ચુકવવા મેજીસ્ટ્રેટ બનવું પડે. પણ તે ઓનરરી અને થર્ડ કલાસના જ. કારણ કે જરા વધારે સખ્તાઇ કરીએ તો કોઇ વખતે રસ્તે ચાલતાં અટકચાળા વિદ્યાર્થીઓના સપાટમાં આવી જવાનો પ્રસંગ પડે.

"ગુરૂને બાપ સમા ગણો મળશે સારૂં જ્ઞાન" એ પંકિત હવે ખોટી પડે છે. ગુરૂને બાપ સમાન ગણવાને બદલે બળદ સમાન ગણવામાં આવે છે. બળદ આંખો સામે હોય તો તેના શીંગડાંનો ડર રહે છે, પણ બળદ આગળ હોય તો તેને સૌ કોઇ પરોણીની આર ઘોંચી શકે તેમ મહેતાજીની રૂબરૂ વિદ્યાર્થીઓ ભય પામે છે પણ નિશાળેથી છુટયા પછી ધ્યાન પ્રમાણે વર્તે છે.

આટલું છતાં વરસ દહાડા સુધી મહેનત કરી કરીને ખુંધા થઇ જઇએ ત્યારે એકાદ સાહેબ પરીક્ષા કરવા આવી જાય છે, ને બાર માસની મહેનતને બેત્રણ કલાકમાં પારખી શકે છે. જો સાહેબને ચાહપાણી કરવામાં ખામી આવી કે અમારા કામમાં ખામી સમજી જ લેવાની.

"દફ્તરની સ્થિતિ સારી નથી, છોકરાઓ વિવેક શું તે સમજતાજ નથી, શિક્ષક ઉદ્ધત છે, કેમ જવાબો આપવા તેનું પણ ભાન નથી, શિક્ષક નિરૂત્સાહિ છે. શિક્ષક ભણાવવાને બદલે આખું વરસ ઉંઘી રહ્યા હોય તેમ ભાસ થાય છે. ભુગોળ કઇ બલાનું નામ છે તે સુદ્ધાં કોઇ વિદ્યાર્થી જાણતો નથી ! ઇતિહાસ તો અડસટે જ ભણાવ્યો હોય એમ લાગે છે. વાંચનમાં તો જાણે વઢવાડ થતી હોય એમ સ્પષ્ટ જણાય છે ત્યારે વ્યાકરણ તો વસુકી જ ગયું છે." એવો ગુડ રીમાર્ક મળી જ જાય !

પણ જો સાહેબને ફુલડીનર [illegible] હાજી હા કરીએ; તો—

"શિક્ષક ઘણા જ ચપળ છે, કલાસનું કામ ઘણું જ સંતોષકારક

છે. વિનય અને વિવેક શી વસ્તુ છે તે વિદ્યાર્થીઓ બરાબર સમજી શકે છે. વ્યવસ્થા અને સ્વચ્છતા સારી છે. દફતરની અને નિશાળની સ્થિતિ સારી છે, પણ અતિશય શ્રમથી શિક્ષકની સ્થિતિ નબળી થઇ ગઇ છે. શિક્ષકને આરામની ખાસ જરૂર છે." એવું એવું લખાણુ લખાય.

જેમ સુર્યગ્રહણ કે ચંદ્રગ્રહણ વર્ષમાં એક બેવાર થાય છે તેમ અમારી તપાસણીઓ એક બેવાર થાય છે. ઉડતી મુલાકાતો તો અનેકવાર લેવાય છે. જે સાહેબ પધારે તે અમને સુધારવા કંઇને કંઇ લખી જ જાય. તેમાં કેટલાક સાહેબો તો ભરૂચી ભાંગળ જેટલું જ જ્ઞાન ધરાવતા હોય છે છતાં તે અમારા સાહેબ એટલે એમનું લખેલું તે અમારે શિરોમાન્ય રાખવું જ પડે! પછી ભલેને—

"નિશાળનો કામ ઠીક છે. પરીક્ષાનો પેપર સારા અગીઆર વાગે ખોલોને છોકરાઓને ગણિત લખાવી દીધો. આખા નિસાલમાં પાંચમી ચોપરીનો પહેલા નંબરનો છોકરી ઘનોજ હુંશીઆર છે તે છોકરી ભરત ગુંઠનનો કામ ઘનો સારો જાને છે" આ પ્રમાણે જાતી વચનને ગીરો મુકી વાક્ય રચનાને અધર ઉડતી દઈ અમને સુધરવાની તક આપે પછી અમે કેમ ન સુધરીએ?

વળી કોઇ મીસ્રના ભુંગળા જેવા ડુંગા મગજવાળા વીઝીટર આવે તો અમને દમ પણ ભરાવે.

"સ્કુલની મેનેજમેન્ટ સારી નથી ઘણા પોરીયાઓની નાખમાંથી લીંત તપકયા કરેચ તે પર માસ્તરે ખાસ દેખરેખ રાખવી જોઇએ. ઘણાં પોરીવાઓ ઇજાર પેનીયા વગર નાગાં નાગાં નીસાલમાં આવેચ તેમને ખાસ નોતીસ દેવી જોઇએ. માસ્તરઓ ઉઘારપગા તો પછી પોરીયાંઓ ઉઘારપગાં કેમ ન હોય? બે મહીનાની હજામત વધી જવાથી માસ્તર જોગી બાવા જેવા દેખાયચ! માસ્તરને તંબાકુ ને ચુનો ફાંકવાની ઘનીજ ગોજરી આદત પરીચ! બાવા આય કુતેવો કાંઇ સારી નઇ મલે. તમારે સુધરવું હોય તો સુધરી જાઓ નહી તો

બીજા માસ્તરની એંગેજમેંટ અમારે દલગીરી સાથે કરવી પરસે! અમારા પોરીયાંને બગાલવાં નહીં પન સુધારવાજ અમે નીસાલમાં મુકીએચ." આવી આવી ધમકીઓ વાંચી વાંચી અને સાંભળી સાંભળીને અમે પણ રીઢા થઇ ગયા છીએ, દુનીઆમાં કોઇ વધારેમાં વધારે ધીરજવાળું પ્રાણી હોય તો તે એકજ પંતજી છે!

"જુઓ જ્યારે બીજાં ખાતાંઓ પહેલી બીજી કે ત્રીજી તારીખ સુધીમાં પગાર ચુકવી દે છે ત્યારે અમારે ત્યાં પગાર મોડો ચુકવવાની હરીફાઇ ચાલે છે. મહીનાના પહેલા અઠવાડીયામાંતો બધેજ પગાર અપાય છે; પણ છેલ્લા અઠવાડીયામાં આપવો એજ ખરી ખુબી કહેવાય! ઉંટ જેવાં ઉંચા ડોકાં કરી કરીને ડોળા તાણી તાણીને થાકી જઇએ ત્યારે કોઇ શુભ સંધ્યાએ મી. પટાવાળા પગાર આપી જાય.

"બસ તે દિવસના આનંદની વાતજ ન પુછો, નાદીરશાને દિલ્હી લૂટતાં, કે શિવાજીને સુરત લૂટતાં જે આનંદ નહીં મળ્યો હોય તેવો અરે તેથી દસ ઘણો આનંદ અમને પગાર મળતાં પ્રાપ્ત થતો પણ એમનું સત્યાનાશ જાય પેલો ચંદુલાલ ચોખાવાળો, ગબલો ઘાંચી, લલ્લુ લાકડાવાળો, અરદેસર અફીણવાળો નિશાળમાંથી ડોકું બહાર કાડતાંજ આવીને યમરાજ પ્રમાણે ઉભા છેજ? તેમને કિવીનાઇન ખાધી હો તેવું ડાચું કરીને કહીએ કે,

"શેઠીઆ, આ મહીને હાથ ઘણો ભીડમાં છે જરા દસ દિવસ નભાવી લો તો મહેરબાની. ત્યારે દુંદપર હાથ ફેરવતા શ્રીયુત ચંદુલાલ ચમકી ઉઠે કે,

"શું મારાભાઇ તમને આબરૂદાર મનીખ ધારીને અનાજ ધીરયું તો આખરે આવો નાગો જવાબ આપો છો? અમારે વ્હેપારીઓનું વ્યાજ ચઢે છે કે નહી? આજેતો ગાંઠના ગોપીચંદ કરવાનો વારો આવ્યો છે. રૂપીઆનો માલ બાર આનામાં દઇએ ને વળી તમારા જેવા કેળવાએલા માણસ આવો જવાબ આપે તો પછી અમારે તો દેવાળુંજ ફુકવું પડે ને!" તેમને ફુલ નહીં તો ફુલની પાંખડી આપીને વિદાય કરીએ કે ગબાભાઇ બોલી ઉઠે,



" અપટુડેટ ફેરણગેસો " પાનું ૪૩

કયા ઇસકી પોલિટિકલ કારરવાઇકી તઆરીફ ખુદ " ટાઇમ્સ ઓફ ઇંડીયા " ને કી હે વોહી.. .. .. .. ...

" મેતાજી સાબ, તલનો ભાવ ચઢી ગયો છે, તે મારાથી તો એક પળવાર પણ થોભાય એમ નથી. લોકોને તો હાથ ભીડમાં હોય છે પણ મારે તો હાથ અને પગ પણ ભીડમાં છે. પૈઇસા પુરીને જોઇએ તેટલો માલ લઇ જજો." એના નામપર થોડીક ધુળ વાળીએ કે વળી ત્રીજો વળગે. એમ નિશાળેથી ઘેર જઇએ ત્યાં સુધીમાંતો એકાદ ડઝન માગણીયાતો અમારી પાસે આવી જાય. તેમને છુટા હાથે દાન કરીએ. અમે ઘડી પહેલાંના હાતમતાઇ ઘરમાં જઇને ખીસ્સાં તપાસીએ તો માંડમાંડ બે ત્રણ રૂપરડી બાકી દેખાય! તેમાંતો મીસીસનું નવિન માસિક બજેટ રજુ થાય, અને ઘર ભાડું તો બાકીજ રહી જાય, છતાં પેલો મુળીઓ મોચી તો બે વરસ થયાં ધક્કા ખાય; તેને તો બિચારાને ભાઇબાપા કરી મનાવી લેવાય પણ પેલો ભગલો તો કેમેય કરીને જાય નહીં તેનું શું કરીએ?

" ભગલા, દોસ્ત ફરીથી લડાઇ જાગશે ને મને વૉર એલાવન્સ મળશે તો તારાં હજામતનાં ચઢેલાં નાણાં સામટાં ચુકવી દઇશ" એમ ભવિષ્યની આશામાં ભગલાને ભટકાવીએ. એટલામાં હોટલવાળાનો માણસ આવી લાગે.

" માસ્તર છાબ! પઇસા કેમ નહિ દેનો. શેઠ તો તારાપર ભારે ગભરાઇ ગેઇલોચ! તારો પગાર થેઇલોચ ને તું તો તરયણ મહીનાથી ઉધાર રેઇલોચ!" એ આર્ય વિશ્રાંતિ ગૃહના એક વચન બોલવાનેજ જન્મેલા અનાર્ય નોકરને ઘણુંએ સમજાવીએ પણ ટળે નહી; તયારે જાતે જઇને હોટલના શેઠને કાલાવાલા કરવા પડે.

" શેઠ અમારી નવી સ્કીમ ધારાસભામાં રજુ થઇ છે. પાસ થઇ જાય અને ગવર્નર સાહેબની સહી થઈ જાય કે આપણને બસો રૂપીઆ કલદાર મળી જશે" પછી તમારૂં જે કંઇ હોય તે ચુકવી લેજો," આ પ્રમાણે તેમને પણ માંડ માંડ શાંત પાડીએ ત્યાં તો ડોસી રામશરણ થાય. એક તરફ માતાના મૃત્યુનો શોક, બીજી તરફ

સ્મશાનનો સામાન લાવવાની ચીંતા. હાજરી એલાવન્સ મળવાને વાયદે કેટલાએ કાલાવાલા કરીયે ત્યારે કોઇ કંઇ મદદ કરે તો સ્મશાનનો સામાન આવતાં ડોસી આગ ભેળી થાય ! ત્યાં તો દુરના સગાંઓ બારમું જમાડવાનો આગ્રહ કરતાં તોડી ખાય અને મ્હારી ખાસ સગી ઘરવાળી તે પણ **"બારમામાં તો લાડુની નાત કરવીજ પડશે."** એ લવારો પકડી બેસે, ત્યારે હવે મારે કરવું શું ?

છેલ્લો એજ ઉપાય કે આપઘાત કરવો. ભલે નરકમાં જવાય ! આ જીવતા જીવત નરક કરતાં તે નરક સારૂંજ હશે ! મારા જેવા હજારો દુઃખીયા જીવો આત્મહત્યા કરી સંસાર ચક્રમાંથી છુટા થાય છે તો આપણે પણ થવું. વહાલા વાંચક આ દેહ ક્ષણભંગુર છે ! અંતે સર્વને જવાનું તો છેજ પછી આવા કટોકટીના પ્રસંગે જલ્દી કેમ ન મરવું ? કારણ કે પ્રભુના દરબારમાં પણ "વહેલો તે પહેલો !" એ નિયમ હોવોજ જોઇએ. મારા જેવા દુઃખી શિક્ષક બંધુઓને દિલાસા માટે મારી જીવન કથની એક ઇન્સાનને છાપામાં પ્રગટ કરવા સોંપી જાઉં છું ! જો હવે કાલના બે ઘડી મોજમાં **"એક શિક્ષકે કરેલો આપઘાત"** એવું કંઇ વાંચવામાં આવે તો આશ્ચર્ય પામીશ નહીં. અમારા જેવાને માટે તો આ એકજ માર્ગ ખુલ્લો હોવાથી તે રસ્તેજ કિવક માર્ચ કરવી ઠીક પડશે ! દુનીયાં જેને અઘરૂં માને છે તે કામ હવે મારે માટે સહેલુંજ છે.

"જીવનકા તજના સ્હેલ નહીં યેહ કામ હય હીંમત વાલેકા;
એક ઘુંટહી પીના મુશકીલ હય, ઇસ ઝહરકે કડવે પયાલેકા."

**બસ હવે તો "હું જાઉં છું. હું જાઉં છું, ત્યાં આવશો સર્વે કોઇ."**

તમેજ કહોને ? કે એક નહીં તો બીજે રસ્તે પણ આવ્યા વગર છુટકોજ કયાં છે.

[ ૫ ]

# આવી અને ગઈ!

[પોતાની અક્કલનો જરાએ ઉપયોગ ન કરતાં બીજાની બુદ્ધિ પર ભરોસો રાખનાર અજ્ઞાન આત્માઓને માટે.]

ઉપરોકત હેડીંગથી શ્રંગાર રસના રસીયા સમજશે કે કોઇ અભિસારિકા પોતાના પ્રણયિને મળવા આવી અને તે મળવાથી સફળ યા નમળવાથી નિષ્ફળ ગઇ! આળસુ પેસેન્જર સમજશે કે ટ્રેન સ્ટેશન પર આવી અને ચાલી ગઇ! શ્રાવણ માસમાં છત્રી વગરના પથિકો સમજશે કે જળ ભરેલી વાદળી ચઢી આવી પણ સારૂ થયું કે વરસ્યા વગર ચાલી ગઈ! ડોકટર વૈધ અને હકીમો સમજશે કે પલેગની બીમારી આવી; પણ ઘણુંજ ખરાબ થયું કે ઝાઝીવાર ટકયા વગર એકાએક ચાલી ગઇ! ભોળાશંકર ભુદેવે લાડુ સ્વાહા કરવા મોઢુ પહોળુ કર્યું એવામાં એક માંખી વિશ્રાંતિગૃહ સમજીને આવી; પણ મહારાજની આકુળ વ્યાકુળતાથી તરત પેટમાં ચાલી ગઇ! (છતાં આશ્ચર્યની વાત એ કે ઉલ્ટી કેમ ન થઇ?) ઉંદરને પકડવા બિલાડી આવી! પણ ઉંદર મામા દરમાં પેસી જવાથી નિરાશ થઇ ને નાસી ગઈ! વૃદધો ક્હેશે કે જુવાની આવી અને ચાર દિવસમાં

ચાલી ગઈ! અસહકારીઓ કહેશે કે સ્વરાજની ચાવી એકાએક હાથમાં આવી; પણ રેંટીઓ ન ફેરવવાથી બારડોલીને રસ્તે બરોબર ચાલી ગઇ !

ખિસ્સા કાતરૂઓ કહેશે કે મીરઠની દેશી કાતરને પ્રતાપે ખાસી દસદસની નોટોના એક થોકડી હાથ આવી, પણ પોલિસના પંઝામાં સપડાવાથી ઝાંઝર પહેરાવીને ચાલી ગઈ! શરાબીઓ કહેશે કે [પ્રાઇવેટમાં પબ્લીકમાં નહિ !] બ્રાંડી અને વાઇનની બાટલીઓ વિલાયતથી વી. પી. થઇને આવી અને પાપી થઇને પેટમાં ચલી ગઇ! છાપાના રિપોર્ટરો કહેશે કે સરીયામ રોડ પર ભોંભોં કરતી ભડકેલી ભેંસ જેવી કાળીકાર [મોટર] આવી અને બિચારાં કુતરાં, બકરાંને કચરીને ચાલી ગઈ! [પણ જીવ દયા મંડળી કહેશે કે તેના પર ફરિઆદ કેમ ન થઇ] સટોડીયા કહેશે કે દોલત એક હાથમાં આવી, અને કમભાગ્યે બીજા હાથે ચાલી ગઈ!

પેલા ડર્બીની લોટરીમાં આશા રાખનાર અનંત આશાવાદીઓ કહેશે કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવી પણ કપાળ ધોવા જવાની મુંર્ખાઇ કરવાથી એક નંબરને લીધે ચાલી ગઈ! ખાનદેશના પોઠીયાંવાળા વણજારા અને રજપુતાનાના ઉંટોવાળા કહેશે કે રેલ આવી અને અમારી રોજી ટળી ગઈ! પંડિત પુરાણીઓ કહેશે કે હૅટ આવી ને પાઘડી ગઈ! નેકટાઇ 'આવી'ને જનોઇ ગઈ! ઇતિહાસકારો કહેશે કે અંગ્રેજી સરકાર 'આવી' ને પેશવાઇ પલટાઇ અને મોગલાઇ મટી 'ગઇ !' ભાવિક ભકતો ભરમાશે કે ભજનીયાં લલકારવાથી સ્વર્ગની સીડી હાથ આવી પણ તંબુરાનો તાર તુટવાથી હાથમાંથી ગઈ! વિદ્યાર્થીઓ સમજશે કે ઇન્સપેકટરની સ્વારી જ્યાં નિશાળમાં આવી કે બપોરના ગાળે વામકુક્ષી (ઉંઘ) કરવાની મહેતાજીની ટેવી ઉડી ગઈ પણ જ્યાં પારક્ષકના ગળામાં કેક સહિત 'ટુ-કપ-ટી' રેડવામાં 'આવી' કે વેરી ગુડ રિમાર્ક મળી 'ગઇ !' સમજુ શાનમાં સમજી લેશે કે રેંજી પેજી મારવાડીની આંટી ઘુંટી વાળી પાઘડી જ્યાં જોયામાં 'આવી' કે

પહેલવાન કરજદારની પણ ધોતલી ઢીલી થઇ 'ગઇ !' કુંભારને ડીકૂણાની યાદી 'આવી' કે ગર્ધવ રાજની સુસ્તી પલાયન થઇ 'ગઇ !' ડાયરની ગોળી 'આવી' ને કુંભકરણ હિંદીઓની નીંદ્રા ગઇ પણ યમરાજ કહેશે કે મારી સ્વારી આવી ને ડાયરની સ્વારી ન છુટકે પરલોક 'ગઇ !'

'મેનકા' કહેશે કે હું પૃથ્વી પર 'આવી' ને વિશ્વામિત્રની સમાધી હવાઇ 'ગઇ !' 'મિસીસ રોબીનસન' કહેશે કે હું મી. એ.ની [કાશ્મીર નરેશ હરીસીંગની] નજરમાં 'આવી' ને પીસતાળીસ લાખની 'ચેક' બેંકમાં 'ગઇ !' મુમતાજ કહેશે કે મારી કાળા ભમર ત્યાં તુકારાવના જોવામાં 'આવી' કે તેની ગાદી 'ગઈ' [ગાદી તો ત્યાંની ત્યાજ છે પણ તુકારાવ ગયા...] બાવલાના જોવામાં 'આવી' તો તેની જાન 'ગઇ !' [બિચારા કેટલાકોને તા ફાંસી થઇ, છતાં હું તો તેવી ને તેવીજ રહી !]

એમ જેના ધ્યાનમાં આવશે તેમ 'આવી' ને 'ગઇ'નું પિષ્ટ પેશણ કરશો; પણ અંદરનો ભેદ તો અલ્લાહ મીયાં જાણે છે. જેમ "બાંધી મુઠી લાખની છે કે ખાકની" તે ઉઘાડયા વગર જણાતું નથી, કોઇના પત્રમાં શું લખ્યું છે તે કવર ફોડયા વગર જણાતું નથી ! જમીનમાં પાણી ખારૂં છે કે મીઠું તે કુવો ખોદયા વગર જણાતું નથી ! પુત્રનું લક્ષણ ઘોડીઆ વિના જણાતૂં નથી ! ડુંગરમાં સાંપ ભરાયો છે કે ઉંદર તે ખણ્યા વગર જણાતૂં નથી ! ટેલીફોનમાં નંબર જોડયા વગર કયાં અને કોણ વાત કરે છે તે જણાતું નથી. બુરખામાં બૈરૂં છે કે માટીડો તે કળાતૂં નથી ! અંગ્રેજી આચારમાં વિચારનાર હિંદી હિંદુ છે, કે મુસલમાન છે, પારસી છે કે ખ્રીસ્તી તે જણાતું નથી ! દેશી મડમના મોઢાનું ચામડું ગોરૂં છે કે કાળું તે પાઉડરના લેપડામાં પરખાતું નથી! કિલનશેવને લીધે પુરૂપ છે કે પાવૈયા તે પરખાતું નથી ! ઘીને આધારે વાસણ છે કે વાસણના આધારે ઘી છે તે પ્રયોગ કર્યા વગર સમજાતું નથી. સામો માણસ સાધૂ છે કે શેતાન તે અનુભવ્યા

વગર જણાતું નથી! ચોરની બુમ ઉત્તર દિશાએ પડે ત્યારે દક્ષિણ દિશાએ પૂરપાટ દોડયા વગર પોલિસની હીંમત કેટલી છે તે સમજાતું નથી.

સાબુનો ટુકડો છે કે મેસુરનો કટકો? સાકર છે કે ફટકડી? દુધ છે કે છાસ તે જીભ પર મુકયા વગર સમજાતું નથી! મોટી મોટી મીટીંગોમાં વાદવિવાદ ગરમ સ્વરૂપ ધારણ કરે ત્યારે તે મીટીંગ છે કે માછીવાડો તે પ્રમુખને સમજાતું નથી! મુછાળા મરદોની કચેરીઓમાં બૈરીઓ બેરીસ્ટર બનીને ઉભી રહે, ત્યારે તેમની બુદ્ધિ પગની પાનીએ છે કે બુટની એડીએ તે સમજાતું નથી! શકુંતલાના શ્રંગારિક શ્લોકો પ્રોફેસર સમજાવતા હોય, ત્યારે પુરૂષ સ્ટુડંટોનું ધ્યાન લેડીઝ સ્ટુડંટસ તરફ હોય છે કે પ્રોફેસરનાં વ્યાખ્યાન તરફ તે ઉપલક નજરે સમજાતું નથી! ખવાસનો ડમાક દેખીને તે રાજા છે કે ખવાસ એ અજાણ્યાને સમજાતું નથી; તેમ આપણા અંતરમાં, મનમાં કે દિલમાં હોળી છે કે દિવાળી? ઇદ છે કે મહુર્રમ? પતેતી છે નાતાલ; તે બીજી વ્યકિત આગળ ખોલ્યા વગર સમજાતું નથી.

ટુંકાણમાં પતાવવાનું કે "માથા કરતાં પાઘડું મોટું થયું" ગધેડા કરતાં પુછડું લાંબુ થયું. "પુસ્તક કરતાં પ્રસ્તાવની મોટી થઇ!" તો હવે ચાલો ભુલ્યા ત્યાંથી ફરીથી ગણીએ. જાણે મુદ્દાની વાત આમ છે...

કે અમારી પાડોશમાં રહેતા પેલા જગ મશહુર નહિ પણ ગ્રામ મશહુર એટલે કે અમારા ગામમાં જાણીતા થયેલા **ભોળાશંકર ભટ્ટને** તો ઓળખો છો ને?

પેલા પકવાન પરીષદ ભરનાર ભોળાશંકર આ નહિ? એમ તો એક નામ રાશી ઘણાં મનુષ્યો હોય છે. એક દાદાભાઇ નવરોજી હિંદના દાદા હતા ત્યારે બીજા દાદાભાઇ નવસારીમાં તાડીનું પીઠું કાઢીને બેઠા છે.

જાણે એ ભોળાશંકર ભટે ભિક્ષાવૃતિથી ઘરના ભોંય તળીયામાં કાંકરે કાંકરે "ચકા ચકા છન્ના છન્ન"ની પાળ બાંધી હતી. હાતમ

તાઇની વિરૂદ્ધ પ્રકૃતિનાકએ ભોળાશંકર ભટ્ટ નાણું એકઠાં કરવાનુંજ જાણતા હતા, તેનો વ્યય કરવાનું તો હજુ શિખ્યાજ ન્હોતા ! એ ભોળા ભટ્ટ ચાલીસ વરસની વયના હતા; છતાં બાળ બ્રહ્મચારીજ હતા. એવણુ પોતે કૃપણુતાની પ્રાચીન પુરાણી ડીગ્રી મેળવવામાં પ્રથમ નંબરે પાસ થએલા હોવાથી કોઇ પણ દયાળુ દીકરી વાળાએ એ વાંઢા પર દયા આણી ન્હોતી ! આવી પાકટ વયે પણ ભોળાભટ્ટ ગૃહસ્થા શ્રમમાં પડવા ફેડે પછેડી બાંધીને તૈયારજ હતા. એ લગનના ઉમેદવારે ધર્મ પત્નિ મેળવવાની ધગશમાં અનેક રાત્રિઓ ઉજાગરામાંજ વીતાડી હતી, જેથી એમની જમણી આંખ આવી હતી.

આ લેખના હેડીંગમાં આવી અને ગઇ એ બે શબ્દો લખ્યા છે, તમાં પ્રથમ શબ્દ 'આવી' તે ખાસ ભોળાભટની જમણી આંખ ! એજ મુદ્દો દર્શાવવાનો હતો. હવે બીજો શબ્દ 'ગઇ' તે શી રીતે ગઇ ? એ તો આગળ ડોળા લંબાવશો તો આપો આપ રોશન થશે.

ભોળાભટ્ટ સ્વભાવે શંભુ ભોળાનાથ જેવાજ હતા. ફેર માત્ર એટલોજ કે શંભુને બે પત્નિઓ હતી ત્યારે ભોળાભટ બાળ કુંવારાજ હતા. શંભુને દાઢી ઉપરાંત શીશ ઉપર મોટી જટા હતી. તથા કોટે સાપ વીટાડયો હતો; ત્યારે ભોળા ભટની દાઢીએ બે મહીનાની હજામ ૧ વધી જવાથી બ્રશ જેવા ખુંપરા વધી ગયા હતા. મસ્તકે દેવશંકર' ની બનાવેલી નહિ પણ ભગલાની બનાવેલી 'ધારી' હતી. તે ધારીને સાચવી રાખવા ડબ્બાસાઇ અમદાવાદી પાઘડી--ધારણુ કરી હતી. ગળામાં સાપની જગ્યાએ મેલા રંગનો ખેસ હતો. સ્વભાવમાં ખાસ સામ્ય એ હતું કે શંભુને ગાંજા ભાંગનો શોખ હતો, તેમ ભોળાભટ પણ પીરના તકીયામાં જઇ મુજાવર પાસે બેસી ચલમ ચઢાવતા છતાં 'અભડઇ' ન જતા. પણ અબોટીયું પહેરીને કોઇ યજમાનને ત્યાં ચઢાઇ કરી જતા હોય ને રસ્તામાં કોઈ મુસલમાન અડકી પડે ત્યારે.

"હરિ ! હરિ ! શિવ ! શિવ ! અપવિત્ર । અભડઇ ગીયો ?" કહી ફરીથી આખલા જેવા મોટા શરીર ઉપર ફક્ત એક બે લોટા પાણી

રેડી સ્નાન કર્યું એમ સમજીને પવિત્ર બની જતા, ભાંગ પણ ગોસાંઇઓ પાસેથી મફત મળી આવતી. ચાલો, **આ વાત તો આટલેથી રહી, ને જમણી આંખની શી ગત થઈ?**

એમના અંતરમાં સગામાં એકલો ચમનીયોજ હતો. અમારી શાળામાં ઠોઠ નિશાળીયા તરીકે બધા એને ઓળખતા. ચમનીયાને અને મારે નિશાળમાંથી દોસ્તી બંધાઇ હતી; તે અત્યાર વેર ટકી રહી છે. ભોળા ભટ આ જગતમાં જો કે કોઇનો વિશ્વાસ કરે તો તે એકલા ચમનીયાનોજ. એટલે ગમે તે કાર્યમાં ચમનીયાની સલાહ તો એવાણ લેજ. ચમનીયા વગર એમને ચાલીજ ન શકે. જેમ કુંભારને ગધેડા વગર ન ચાલે તેમ. મતલબ કે ચમનીયો ભોળા ભટનો મુખ્ય પ્રધાન હતો. આંખનો ઉપાય કરાવવા પણ મદદનીશ તરીકે ચમનીયો સાથેજ હતો. એટલે આંખના ઉપચાર શી રીતે કર્યા ? તેનું રસીલુ દાસ્તાન ચમનીયાના મોઢેથીજ સાંભળીને અત્રે રજુ કરીએ છીએ.

કોઇ અશુભ ચોઘડીએ અવતારના દિવસે ભોળ ભટની જમણી આંખમાં બળતરા થવા લાગી. આંખમાં કાંઇ કસ્તર પડયું હશે એમ જાણીને ખુબ ચોળી. અસારીઓ ભભરાવી પણ થોડાક પાણી સિવાય બીજું કંઇ ન નીકળ્યું. બીજા દિવસે તો આંખે વગર છોલેલી કાચી બદામ જેવું રૂપ ધારણ કર્યું. હવે ભોળા ભટને પણ ચીંતા થવા લાગી કે. વખતે ન કરે નારાયણ ને આંખ સદાને માટે ચાલી જાય, તો એક આંખના ધણીને કન્યા કોણ આપે ?"

બસ યજમાનોના ગોળ ઘીથી મજબુત બનેલા એમના ફળદ્રુપ ભેજામાંથી ઉપરોક્ત વીચારોનો ફણગો ફુટી નીકળ્યો. કોઇ પણ ભોગે આંખની દવા કરવાનો નિશ્ચય કર્યો. ગામમાં ઉત્તમરામ કરીને એક ઉંટ વૈદ હતો તેની પાસે દોડી ગયા. ઉત્તમરામે જાણ્યું કે,

"મફતીયું ઘરાક મળ્યું છે માટે ફોકટની દવાથીજ આરામ થવાની સુચના આપવી ઠીક છે."

તેમ ભોળા ભટને સાકર જેવા મીઠા સ્વરે કહ્યું—

"મહારાજ ! એમાં ગભરાવા જેવું કંઇ નથી જરા એકાદ પૈસાની ફટકડી લઇને તેની ભુકી આંખમાં ભભરાવશો કે તરતજ ફાયદો થશે."

ભોળા ભટ તો સીધા ગાંધીની દુકાને ગયા અને એક ફટકડીનો ગાંગડો માગી લીધો. કારણ કે તે એમનો યજમાન હતો. ફટકડીની ભુકીથી પણ આરામ ન થયો.

ગુરૂ ગોકળદાસ વાંકા વાંકા લાકડીના ટેકા વડે નિશાળીઆઓને ખોળવા નીકળ્યા હતા. તેમની અચાનક મુલાકાત ભોળા ભટને થઇ.

"અહો, કોણ મે'તાજી ? જુઓને આજ તરયણ ચાર દન થ્યાં આંખ્યો આવીચ પણ કોઇ અલાજ જડતો નથી. ઓલ્યા ઉત્તમરામ ડોશા પોંહે દવા કરાવવા જ્યો, તો ફટકડીનો ભુંકો ભભરાવાનુ કહ્યું પણ તેનાથી કંઇ હારૂ નઇ થયું !"

"મહારાજ ! એવા ઉંટ. વૈદોની દવા કરવી પડતી મુકી સીધા અમદાવાદ જાઓ."

"તે એટલા મોટાં શહેરમાં ક્યાં જવું ?"

"જરા સાંભળો તો ખરા ! એકદમ આકળા શા માટે થાઓ છો ? સ્ટેશનની પાસેજ અંકલેસરીયા ડાકટરનુ દવાખાનુ છે, ત્યાં જજો, એક અઠવાડીઆમાં તો આરામ થઇ જશે. બીજી કોઇપણ જગ્યાએ જશો તો ફાયદો નહિ થાય," ભોળાભટ તો મહેતાજીના વાકયને 'વેદ વાકયા માની તેજ દિવસે ચમનીયાને સાથે લઇ અમદાવાદને પંથે પડયા.

ટ્રેનમાં અનેક પરોપકારી અનાડી વૈદોએ પોત પોતાના અનુભવની દવાઓ વણ પુછ્યે બતાવવા માંડી ! જો દરેકની દવા અજમાવી જુએ તો ઓછામાં ઓછાં દસ પંદર વરસ વીતી જાય ! એક સાંઇ બાવા અમારી પાડોશમાં બીરાજ્યા હતા તે ગંભીર મુખ મુદ્રા કરી તસ્બી ફેરવતાં ફેરવતાં ઉચર્યા,

"દેખ બચ્ચા ! (જો કે ભોળા ભટ તો સાંઇના બાપ જેટલી ઉમરના હતા) યેહ સબ દુનીયાકે લોગ જો દવા બતાતે હંય વોહ

સબ સ્વારથકી બાત હય, લેકીન હમારે જયસે ફકીરોંકા દુનીયાસે ક્યા સરોકાર હય ?"

"સોંય બાવા ! આપ કેહતે હેં ઓ સબ હાચા કેહતે હેં !" મહારાજ દીન વદને બોલ્યા.

"રોજ ફજરકે વકત પાંચ બતાશે દુધમેં ઘોલકર અલ્લાહકા નામ લેકર પી જાના. મુરશીદકા કોલ હય કે બિલકુલ અચ્છા હોજાએગા. અચ્છા હોજાએ બાદ દો ચાર ફકીરોંકો અલ્લાહકે નામ પર કુચ્છ ખીલાદેના !" સાંઇ બાવા આસમાન તરફ આંગળી ઉંચી કરીને બોલ્યા.

"બહુ અચ્છા સાંઇબાવા, પણ યે ફજરકી હમજ અમોકો નાંઇ પડી !"

"સુરજ નીકલનેસે પહેલેકે વકતકો ફજર કેહતે હંય,"

"બરાબર સવારકે પહોરમેં પણ અલ્લાકે બદલામેં ભગવોંનકા નોંમ લેઉં તો નકસોન નથાને ?"

"કુચ્છ નહિ, અલ્લાહ ઓર ભગવાન એકહીતો હય !"

એટલામાં તો એક ભૈયાજી ઉપરની સીટ ઉપર પડયા પડયા ગાગર જેવા પેટ પર હાથ ફેરવતાં બોલી ઉઠયા,

"અજી અખીયા દુખત હય ઉસમે કોનસી બડી બાત હય ? પ્રભાતકે સમય ગૌપાતકા એક છટાંક ગર્મ ગર્મ ઘી લેકર તીન રોજ તક પીયોગે તો આખીયા સફાચટ હોજાયગી."

એટલામાં એક હુરતી હેડીયા બબડી ઉઠયા,

"અમે માળાજ એ બધી ફોકટની ડવા છે. ઉટો એમ કહી લાખુચ કે જડા ખાટા લીંબુનો રહ આંયખમાં નાયખો કે હોજજી હો ટચના હુન્ના જેવી હમજી લ્યો !" એવામાં વળી એક ખુણામાં બેઠેલા એક પારસી ભાઇ ખાટી આમલી ચુસી હોય તેવું ડાચું કરીને ફફડી પડયા,

"આય બધા ઇંદીયન એલાજો બીલકુલ હમબગ જનાયચ ! બાવાજી જરા કોઇ સારા દાકતરની સલાહ લેજોજી. નહીતર પેનામાંથી

નીકરીને ચુલામાં પરવા જેવું થાશે. વલી જો મારી સલાહ માંગતા હોવ તો હું તો એમ કેઉંચ કે વરોદરાવાલા દાંકતર મેરીવાલા પાસે સીદ્ધા જજો!" એટલે મહારાજ પારસી ગ્રહસ્થ પ્રત્યે બોલ્યા,

"સાબ તમારૂ કહેવું ઠીક છે પણ અમણે નો અમદાવાદવાળા કોઇ અંકલેસરીયા દાક્તર પોંહે જવાનો વચાર છે.

"હા, હા, તેવી ધનો મજેનો સેજજો દાંકતર કેવાયચ ! એક માતીરો કાલે મુંબઇમાં મારી સાથે ગોફ્તેગો કરતો ઉતો કે આય સારા ગુજરાતના મુલકમાં અંકલેસરીયા જેવો આંખનો દૅાક્તર એકબી નથી." આ પ્રમાણે વણમાગ્યા અભીપ્રાય મળવા લાગ્યા. ચમનીયાએ ભોળા ભટના કાનમાં કહ્યું કે:—

"ન માગ્યે દોડતું આવે
ન વિશ્વાસે કદી રહેજે !"

અંતે અમદાવાદનું સ્ટેશન આવી પહોંચ્યું. ચમનીયાની પાછળ ભોળાભટ્ટ ઉતર્યા અને એ બે માણસોનું સરઘસ ધામધુમથી પુછતું ગાછતું અંકલેસરીયાના દવાખાને ઉતર્યું. "પંદર દિવસ દવા કરાવવાથી આરામ થશે" એમ ડૅાકટરે કહ્યું. ત્રણ દિવસ દવા કરાવી એવામાં ચમનીયો પણ અમદાવાદ જોઇને પરવાર્યો હતો; જેથી તેણે બીજું શહેર જોવાનો ઇરાદો કર્યો. એવામાં અચાનક અમારા ગામના 'તાલા કુંચી'વાલા સાલેહ ભાઇ શેઠની મુલાકાત થઇ; તેમણે ભોળાભટને કહ્યું...

"અરે, ભોલભ ? ટમે અહીં કાંસી ? આય આંખમાં શું ઠીયું છે ? અહીં ડવા કરાવવા કરટાં મારૂ માનોટો મુંબઇ બાટલીવાલાની ઇસ્પીટાલમાં જાઓ. વલ્લા ઇમાનસી બે ટરન ડારામાં આરામ ઠઇ જાસે ! પૈસા સામું જોવા રહેશો ટો આંખ જેવું રટન ગુમાવશો રટન ! સમજ્યાને ભોલાભટ્ટ ?" ચમનીયાએ પણ વાતને સજ્જડ ટેકો દીધો એટલે ભોળા ભટ્ટ

**અમદાવાદસી મુંબઇ ઉપરીયા**

આંખ બચાવવા ખાતર પૈસાની પરવા ન રાખવાની લોકો તરફથી મળતી ઉપયોગી સુચનાઓને માન આપીને મુંબઇ, સુરત, ભરૂચ, વડોદરા, નડીઆદ, અમદાવાદ વગેરે મોટાં મોટાં શહેરોમાં દરેકે-દરેક આંખના, નાકના, કાનના કે દાંતના ડોકટરો પાસે દવા કરાવી. પણ કોઇની દવા એક બે દીવસ ઉપરાંત અજમાવી નહી જેથી સેંકડો રૂપીઆ ખરચાઇ જતાંએ આંખ સારી ન થઇ! છેટે "ઇશ્વરેચ્છા બલિયસી" એ સુત્રને ધ્યાનમાં રાખીને ઘર ભેગા થયા, ને આગ-ગાડીના અથડાટથી માંદા પણ પડયા! કંજુસાઇ કરીને એકઠું કરેલું ધન પાણી પ્રમાણે વહેરાવ્યું છતાં પરિણામ કાંઈ ન આવ્યું આવે પણ શી રીતે? કારણ કે એકે ડાકતરની દવા પુરેપુરી અજમાવી નો'તી; પછી ફાયદો કયાંથી થાય? છતાં પણ લોકોના ટોકણ ઉપરથી ખાનગી ઉપચારો ચાલુજ રાખ્યા હતા.

છેલ્લી ફળીવાળા નરભેરામ કાકાએ ભોલા ભટને ઠપકો આપ્યો કે:

"અમારૂં કહેવુ માન્યું નહિ ને મોટાં મોટાં શહેરોમાં અથડાવા ગયા તો શું ફાયદો થયો? હજુ પણ કહું છું રાયણના ઠળીયા ઘસીને ચોપડો." એટલામાં જમના માસી છીંકણીનો સરડકો તાણતાં છણકી પડયાં,

"એમના એમ રાયણના ઠળીયા ચોપડવાથી શો દિ વળવાનો ઉતો? આ અમારા અમથાના બાપાની આંખ્યું આવીને રાતી રોયળ જેવી થઇ ગઇ ઉતી: પણ રાયણના ઠળીઆને ઘસીને ઉનો કરીને ચોપડયો તો બીજે દહાડે ધોળી બાસ્ના જેવી થઈ ગઇ."

"નહી ટાઢા ઠળીયા ચોપડવા!" નરભેરામ કાકા બોલ્યા.

"નહી ઉના ચોપડવા!" જમના માસીએ સામુ ફેંકયું. પરીણામે બન્નેમાં કજીયો થયો. ભોળાભટે તિક્ષણ બુદ્ધિ વાપરીને કજીયો પતાવવા સારૂ પહેલા ટાઢા અને પછી ઉના કરેલા રાયણના ઠળીયા ઘસીને ચોપડયા: પણ ફાયદો ન થયો.

બીજે દિવસે ભગલાભઇ ભોળાભટ્ટનું માથું મુંડવા આવ્યા હતા; તેમણે પોતાની અકકલનું પ્રદર્શન ભરાવ્યું કે,

"મહારાજ! અમારા ગરીબ મનીખનું કહેવું પહેલોંથી હોંભળ્યું હોત તો આવો દન નોં આવતા" ભોળાભટ્ટ તેના પર તપ્યા:

"હોંભળ્યું મારા ને તરા બાપનું કપાળ! મારા દિકરા આ દેશમોંતો જેટલા પાકયા છે તેટલા વૈદ હકીમ ને દાકતરજ પાકયા છે! બધાની કહેલી દવા કરવા મોંડીએ તો આખુ જીવતર પુરૂં થાય તોએ દવાનો તાગ કે છેડો ન આવો" હવે વીલા મોઢે ભગલાએ ભસવા માંડયું,

"ઉંતો જોંણુતો તોજ કે અમારૂં વાણુંદ ભઇનું કોણુ હોંભળે?

"લે ત્યારે હવે બાકી હોય તે તું પણ હંભળાવીદે!"

"મહારાજ દવાતો ફોગટની છે લાગાડી જો તાં તમને ચોંભાર લાગવાનો છે? મારા મગનાની બાને તો ત્રયણ દનમોં હોજ્જી કોંસકા જેવી આંયખો થઇ ગએલી!"

"પણ હવે દવાનું નાંમ જલ્દી ભસી મરને?"

"બાવળીયાની પાલી મંગાવીને ત્રયણ દન હુધી આંયખોએ બાંધી રાખવી જો હારૂં ન થાય તો વાણુંદની જાત પર ખાહડું મારજ્યો!" વાતના જુસ્સામાં બેધ્યાનપણે અસ્તરાનો ચરકો મહારાજની બોચીએ લાગી ગયો.

"ચુલામોં પડી તારી દવા મારો હાળો બોચું કપાઇ ગયું તેનુંએ ભાન રાખતો નથી! એતો તું હજામ છે તેથી જવા દઉંચ બીજું કોઇ હોતતો લાતમારીને ઘરની બ્હાર કાઢી મુકત!" ભટજી ભગલા પર તપ્યા એટલે શાંતવન અપતાં ભગલા ભઈ બોલ્યા,

"મારાજ, બાહ્સાબ ભુલ થઇ ગઇ. આપ જેવા ભલા બોંમણના મુખમોંથી કવેણ નિકળે તો અમારો દન અવળો ફરી જાય."

"ચાલ ટળ હવે હજામત તો પુરી કર!"ભગલાએ આગળ અસ્તરો ચલાવતાં ઝબાન પણ ચલાવવા માંડી. "જો તમને કોઇ પાલી લાવી દેનાર ના હોય તો દન આથમનોં પહેલોં હું લાવી દઇશ." ત્રણ

દિવસ ભગલાની દવા અજમાવી જોઇ પણ આંખ્યો સારી ન થઇ ! ડેઢ, ભંગી, વાઘરી, કોળી, દુબળા વગેરે દરેકે દરેકની કહેલી દવાઓ અજમાવી પણ ફાયદો ન થયો !

એવામાં અફવા ઉડી કે "કોઇ યોગી ગામને ગોંદરે આવીને પડયા છે; તે ગમે તેવા રોગીને રોગમાંથી મુકત કરે છે." ભોળાભટ પથારીવશ હોવાથી યોગી પાસે ચાલીને જવાય એમ નો'તુ. જેથી ચાર મજુરો પાસે ખાટલી ઉંચકાવીને યોગીને ઉતારે જવા ઉપડયા. ગામના છોકરાંઓ ખાટલી પાછળ હસતાં ને **"રામ બોલો ભાઇ રામ!"** ની પોકો પાડવા લાગ્યાં. ભોળાભટ પડયા પડયા તેમને પુષ્પાંજલિ અર્પતા! (કેવાં ફુલો એમનાં શ્રી મુખમાંથી ખરતાં હશે તે વાંચકેજ કલ્પિ લેવું)

"કોઇની ઠાઠડી તો મરી ગયા પછી નીકળે છે પણ ભોળાભટની ઠાઠડી તો જીવતાં જીવત નીકળી." એમ બૈરીઓ પણ બારીઓમાં ડોકીયા કરી અટ્ટહાસ્ય કરતી કહેતી. ખરેખર ! કેવો સંજોગ ?

**"કંઇ આનંદ મંગલનોકંઇ વર્ષાદ અશ્રુનો;**
**રડે છે કોક વ્યકિત ત્યાં હસે છે કોક વ્યતિઓ !"**

અંતે ભોળાભટનો વરઘોડો યોગીરાજ સમિપ આવી લાગ્યો. યોગીરાજે ગુગળને લોબાનનો ધુપ દઇ બે ત્રણ ફુંકો મારી કહ્યું કે,

"જાઓ બચ્ચા, તીન દિનમે આરામ પ્રાપ્ત કરેગા. અગર રોગસે મુકિત ન મિલે તો હમારે ગુરૂકી આન હૈ!" ત્રણ દિવસને બદલે ત્રણ અઠવાડીયાં થયાં છતાં ફાયદો ન પડયો! હવે તો ચમનીયો પણ કંટાળી ગયો હતો. કોઈ પણ રીતે 'આ પાર કે પેલી પાર' કરવાના ઇરાદાથી ચમનીયાએ જુનાં પુરાણાં પોથામાં શોધ ખોળ કરવાની અમારા મિત્ર મંડળને પરવાનગી આપી. વળી સાથે સાથે શોધ ખોળમાં ફતેહમંદ થનારને રૂા. ૧૦) નું ઇનામ આપવાનુ જાહેર કર્યું હતું; જેથી મેં અને મીયાં અબ્દુલ કરીમે એક પુરાણા હસ્ત લિખિત ગ્રંથના મેલા

રંગના એક કોરા પાના પર કાના માત્ર વગરની જુની લિપિમાં ચાર આના આપીને એક ખોટા દસ્તાવેજ લખનાર પાસે લખાવ્યું કે,

**"સક મરચન બરક ભકન દશ થરન દધમ બળન તરન દવસ સધ અખ પર બધ રખવથ સત વરસન દખત અખ પણ સર થય છ."** એટલે કે સુકાં મરચાંની બારીક ભુકીને દેશી થોરના દુધમાં ખોળીને ત્રણ દિવસ સુધી આંખ પર બાંધી રાખવાથી સાત વરસની દુખતી આંખો પણ સારી થાય છે. ચમનીયાને એ પુરાણા હસ્ત લિખિત ગ્રંથનું લખાણ બતાવ્યું, તે ખુશ ખુશ થઇ ગયો. ઇનામ આપવાનું વચન આવ્યું, પણ અમે જીગરજાન દોસ્ત હતા, જેથી પૈસા જેવી નિર્જીવ બાબતની શા માટે પરવા કરીએ ? મતલબ કે ચમનીયાએ ભોળાભટને એ જુના પુરાણા હસ્ત લિખિત ગ્રંથનો નુસ્ખો અજમાવવાની છેલ્લી અરજ કરી. અત્યંત આગ્રહથી ભોળાભટને પણ એના બોલ પર વિશ્વાસ બેઠો.

એ છેલ્લી પણ અકસીર દવાનો પાટો આંખે બંધાવ્યો. પણ થોડી વારમાંજ બળતરાથી બુમ બરાડા પાડવા લાગ્યા. મેં અને ચમનીયાએ પાટો પણ કસીને બાંધ્યો હતો ! ભોળાભટથી હવે વેદના સહન ન થઇ જેથી ખાટલીમાં ધમ પછાડ કરવા મંડ્યા. એમના બુમરાણથી આસ પાસના ઇન્સાનો દોડી આવ્યાં અને પાટો છોડવાની પેરવી કરવા લાગ્યાં. અમે ન છોડવા જબરી ટગફ્વૉર કરી, પણ અંતે સામા પક્ષમાં વધુ માણસો હોવાથી તેમણે પાટો છોડ્યો. અર્ધા કલાકમાં એ અકસીર દવાએ એવી અસર કરી કે ભોળાભટની જમણી આંખ, ત્યાર પછી ઉઘડી હોય એવું અમે તો ક્યાંએ જોયું કે સાંભળ્યું નથી ! અનેકની સલાહ માન્ય રાખવાથી પેલા ઘરડા માણસે પોતાનું ટ', ગુમાવ્યું; તેમ અનેક ઉંટ વૈદોની સલાહ માન્ય રાખવાથી ભોળાભટે આંખ ગુમાવી !

ભોળાભટને આંખ ગુમાવ્યા. કરતાં પણ મરતાં સુધી હવે કોઇ કન્યા નહિ આપે એ બાબતની ઘણી ચિંતા હતી. એટલે ભોળાભટની તો આંખ ગઇ તેની સાથે બૈરી પણ ગઇ ! લોકો હવે ભોળાભટને

શુક્રાચાર્ય કહીને બોલાવતા, પણ શુક્રાચાર્યનું વાહનતો મેડક કહેવાય અને ભોળાભટ પાસે તો કંઇ વાહન ન હોવાથી એક યજમાને દયા ખાઇને એક બાંડીયુ ટટ્ટુ [તે ખચ્ચર છે કે ગધેડું એ નિકટ જઇને નિરખ્યા વગર તો કહી પણ નશકાય ! ] અર્પણ કર્યું હતું. તે ટટ્ટુના બાલ ગરમીથી ખરી ગયા હતા ! એ ટટ્ટુ પર સ્વાર થઇને ભોળાભટ જ્યારે બહાર નીકળતા; ત્યારે એક વરઘોડા કરતાં પણ વધુ ઉત્સાહ સ્ત્રીઓ અને બાળકોમાં ફેલાતો. સુદામાએ દ્વારકામાં પ્રવેશ કર્યો; ત્યારે જે આનંદ ત્યાંની નારીઓને બાળેકોમાં વ્યાપ્યો હતો તે કરતાં પણ વધુ આનંદ ઉછળતો !

અમે ભોળાભટને વિનંતી કરી કે "આપ તો અમારા ગામના વૃધ્ધ પુરૂષ છો ! મહાન વ્યકિત છો ! મહાન પુંરૂષોએ તો દાઢી રાખવી જોઇએ. જુઓને આપણા વષિષ્ઠ, વિશ્વામિત્ર, વાલ્મિક, દુર્વાસા વગેરે અનેક મુનિઓ દાઢી રાખતા હતા. અરે ! આજે ઓલ્યા રવિન્દ્રનાથ ટાગોર, અરવીંદઘોષ, અને વિઠ્ઠલભાઇ દાઢી રાખે છે તો તેમનું કેટલું બધું માન છે ! દાઢી વાળાથી નાના બાળકો તો શું પણ મોટા મરદોએ ડરે છે ! જુઓ ઇતિહાસમાં પણ લખ્યું છે કે,

"નાદીરશાનની દાઢીથી દિલ્હીનો મહંમદ શાહ ડરી ગયો હતો ! મહંમદ ગીઝનીની દાઢીથી રજપુતો સત્તર વાર ડરી ગયા હતા ! મરહુમ સી. આર. દાસની દાઢીથી સરકાર પણ ડરી ગઇ હતી ! જો મહાત્મા ગાંધીએ દાઢી રાખી હોત તો સરકારને જરૂર અહીંથી પોટલાં બાંધવા પડત ! જુઓને મદારી લોક દાઢી રાખે છે તો માંકડાં, રીંછ અને સાપ પણ તાબે થઇ જાય છે ! અરે ! પેલો ખરસાણ ગામનો હરિઓ ઢેડ નાસી ગયો હતો; ને હમણા બહાર ગામથી દાઢી વધારીને સાધુ બનીને આવ્યો છે. તો તેને વાણીયા, બ્રાહ્મણો પણ જે જે મારાજ કરીને નમન કરે છે ! દાઢીનો એવો પ્રતાપ છે માટે આપ પણ દાઢી રાખો !"

અમારા તે દિવસના ખાસ લેકચરથી અને હજામતના પૈસા બચે એ મુખ્ય ઉપદેશથી ભોળાભટે દાઢી રાખવી શરૂ કરી. છ

મહીનામાં તો ભોળાભટ છેક પંજાબના પ્રાત: સ્મરણીય મહારાજા રણજીતસીંહ છે? તે હું, ચમનીયો અને અમારા મિત્ર મંડળ સિવાય કોઇ જાણતું નહતું! ઘણાએ ઇતિહાસ ભણેલા યુવાનો, અમલદારો અને શેડીયાઓ એમને પ્રથમ નજરે બીજા મહારાજા રણજીતસીંહ ધારીને સલામ કરતા, પણ નિકટ આવતાં મંદ હાસ્ય કરતા. એટલી એ લોકોની અજ્ઞાનતા; બીજું શું?

પ્રિય વાંચક! "અબ આયા સમજકે બીચમેં?" કે હેડીંગમાં લખ્યા પ્રમાણે **આવી** તે ભોળાભટની જમણી આંખ અને ગઇ તે પણ તેમની તે આંખ! બીજું કશું નહિ. હમજી ગયા હેડીયા? હવે તો:—

**ન બોલવામાં નવગુણ એ વડિલોના વિચાર છે:**
**માટે બહુ બકવાટ કરવો તે ખરે! "બેકાર" છે!**

[ ૬ ]

# લાલ લુગડાનો ચમત્કાર.

## એ કોણ ?

**ન**વાબ અક્કલબાજખાનની અક્કલનો ઇસ્કોતરો ઉર્ફે હજુરીઓ લાલખાન કે જેની ચોથી પેઢીની શાખા-ડાળીનું એક ફળ આપણા સત્રાશેરખાન. એણે આ જીવનમાં એકે વાઘ ન્હોતો માર્યો છતાં તેના સ્મરણમાં તેની ફઇબાઇએ અગમ બુદ્ધિ વાપરીને મજકુર નામ રાખ્યું હશે. આપણે એમનો પૂર્વ વૃત્તાંત તો જાણતા નથી પણ અનુમાન શકિત વડે કહીએ કે એ જન્મ્યા હશે ત્યારે જરૂર ઓછામાં ઓછી સવા પાશેર સાકર તો વ્હેંચાઇ હશેજ. એવણ સાહેબ અમારા ગામના સરકારી ચોરામાં અંગ્રેજ સરકારના ઉંચામાં ઉંચા અમલદાર તરીકે હવાલદારનો હોદ્દો ભોગવતા હતા. ખાસ્સા ટાઇમપીસ-ઘડીયાળના ચંદ્રા જેવા બિલ્લા ઉપરથી એમની ઉંચી અમલદારીની છાપ તમારા મસ્તકના નોટપેડ કાગળ ઉપર જરૂર પડ્યા વગર રહેશેજ નહિ. તમે ગમે તેવા અમલદાર હશો કે ગમે તેવા કળાબાજ હશો પણ તમને એનો મોટો બિલ્લો તો નહિજ મળ્યો હોય ! ખેર, તમારૂં કિસ્મત ! સાલિક

ચાર રૂપયાના બાદશાહી પગાર મળતે. તેથી તેમ . ખર્ચ પણ અમીર ઊમરાવને બે ઘડી શરમાવતા. ગણી ગાખ ૧૨૬૩૩ . રાતે ખુણું એમના મસ્તક ઉપર બાર આનાવાળી કાળી મુગલાઇ કપ શોભી રહતા. એવી ભુમિતિની વાત તમે ન ભણ્યા હોવ તો સમજી લેજો કે ખાન સાહેબના ટોપા હમેશાં ત્રાસી રહેતી. જેથી "બાકા ટોપી વાલે મીયા" તરિક આખું પરગણુ અમને ઓળખતું અન એમના માથા ઉપરના લાંબા લાંબા ઝુલફાં બસો વરસ પહેલાના ઇતિહાસના ઊંડાણુમાં આપણુન લઇ જતાં. ખોપરીમાં ભેજું કેવું છે ? અટલે કે મસ્તકના ઘડામાં અકકલનાં પાણીનાં કેટલાં ટીપા છે તે રોગ્ટન કીરણુની મદદ વગર તો શી રીતે કહેવાય ? કારણ કે રોંગ્ટન કીરણુ એ જર્મનીમાં શોધખોળ થએલ એવી વસ્તુ છે કે જેના વડે તમારી ત્રિજોરીમાં રોટલા મુકયા છે કે રૂપિઆ ? તે જોઇ શકાય છે. ચાહ પીતાં પીતાં વળી વખતે ભુલચુકથી ગળામાં રકાબી ઉતરી જાય તો તે શરીરના કયા ભાગમાં જઇને અટકી છે તે શોધી કાઢવાનુ રોંગ્ટન કીરણુ સુગમ સાધન છે. ચાલો હવે બીજી વાતો પર ન ઉતરતાં લાઇન કલીઅર કરીએ.

## એમનું કર્તવ્ય.

સરકારી ચોરામાં વસી રહેલા અમલદાર સવાશેરખાનના તાબામાં હમેશા બે ત્રણ વરતણીઆ, બે ત્રણ લાલ્યા ને એક બે મેહતરની ફોજ સદા તત્પર રહેતી. આખો દિવસ કાથાની ખાટલીપર બેસીને હુકકાના ગુડગુડ અવાજ સાથે મુખમાથી ધૂમ્રના ગોટેગોટ નીકળતા. વળી વચ્ચે વચ્ચે "જા બે ભંગીયે પટેલકો જા કે ખબર કેદે આજ સુબેદાર સાબ આનેકે હેં" નો ઉચ્ચાર થવાનીજ વાર થતી કે દરેકને તે કાયદા અમલમાં મુકવાની ફરજ પડતી. કારણુ કે એમને શેરશાહનો સ્વભાવ વારસામાં મળ્યો હતો. તેણે મારડન ઇતિહાસમાં રોટલીના ટુકડા તલ્વારથી કર્યા હતા તો આપણા ખાન સાહેબ તાબાના માણુસોની ચોટલીના ટુકડા તલ્વારથી કરે એમાં શું નવાઇ ? કારણુ કે બહાદુરી બતાવવી એ એમનો જન્મસિધ્ધ હક હતો, છતાં કાળી રાત્રિએ કોઇ

વખત ચોરાના દ્વારમાંથી એ સાહેબ બહાર પગ મુકતા નહિ; ને કદાચ સાહસ કરીને પગ બહાર પડે તો સાથે એક બે વરતણીઆ તો હોયજ!

એમના હસમૂખ ચ્હેરાથી દરેક માણસ ખુશ રહેતા જેથી ગમે ત્યાંથી ચાહ પાણીના પૈસા મળી આવતા. એમનો સંપૂર્ણ દેખાવ આશકાઓને મળતો હતો. વાળમાં અહરનીશ તેલ નાખતા. તેલ નહિતર પાણી તો જરૂર. ખાવા પીવાનું તો ગામમાં બની જતું જેથી પગારના રૂપિઆ કાબુલી વ્યાજે ઢેડ ભંગીઓને ધીરતા. કાબુલી વ્યાજ એટલે કે ચક્રવર્દી નહિ પણ ચક્રવર્તી વ્યાજ કહેવાય. એટલે એક રૂપીઆનું વ્યાજ મહીને એક રૂપિઓ થતું, શાયલોકના અવતાર તો નહિજ તેમજ બગદાદના પ્રખ્યાત જુતાવાળા અબુલકાસમના શાગીર્દ પણ નહિ ગણાય કારણ કે લાલ લુગડાનો પ્રભાવ એમના મગજ પર એવો પડયો હતો કે એમની આખી જીંદગીની કમાઇ કે જે ગોદરેજની ત્રિજોરીમાં નહિ પણ માટીની હાંલ્લીમાં કાળા ચીથરાથી બાંધીને જમીનમાં દાટેલી હતી તે બધી આપી દેવાને આતુર હતા.

ખરેખર! આ અવનિમાં લાલ લુગડાનો ચમત્કાર એવોજ છે! વિશ્વામિત્ર જેવા ઋષિએ પણ લાલ લુગડાના ચમત્કારને નમસ્કાર કર્યા; તો આપણા સવાશેરખાન શા હિસાબમાં? દિવસે દિવસે એમના આશિક મિજાજની જ્યોત વિશ્વમાં પ્રકાશવા લાગી. ફરહાદ, મજનું, છેલબટાઉ, સદેવત, ગજરામારૂ, મુમતાજ બાવલા ઇ૦ આશકોની માળાના એક મણકા તરીકે નજીકના ભવિષ્યમાં આપણા ખાનસાહેબ પણ વિંધાઇને પરોવાઇ જશે એમ નરી આંખે જોઇ શકાતું. એમના જઠર આંતરડાં કે ફેફસામાં હજુ સુધી કોઇ પણ વ્યકિતના ઇસ્કનો ભાલો વાગ્યો નહતો છતાં એકલું લાલ લુગડું દેખીને પણ દુરથીજ ઘાયલ થઇ જતા! એમને લાલ લુગડાનો હડકવા લાગ્યો છે એમ એમના સહવાસમાં આવનાર દરેક પ્રાણી બેધડક કહી શકતુ:—

**જમાનાનો બધો આધાર છે એ લાલ લુગડાપર.**
**થયાં સામ્રાજ્ય કંઇ કુરબાં ખરે! એ લાલ લુગડા પર!**

તો પછી ખાન સાહેબ શું વિસાતમાં ? આખરે આ સમાચાર એક વૃધ્ધને કાને પડયા કે જે અમારા આખા પરગણામાં અજોડ મશ્કરો ગણાતો.

## વૃદ્ધની કારકીર્દિ.

હસવું અને હસાવવું એ વૃદ્ધનું મૂખ્ય ધ્યેય હતું. કંઇક દયા ભાવ પણ હતો છતાં સ્વાર્થને માટે સામા માણસને નુકસાન પણ પહોંચાડી શકે. વૃધ્ધે હવાલ્દાર સવાશેરખાન સાથે બેસવા ઉઠવાનો સંબંધ વધારવા માંડયો. ટુંક સમયમાં વૃદ્ધને સમજાયું કે ખાનસાહેબને લાલ લુગડાની લગની લાગી છે. વૃધ્ધે ગુપ્ત રીતે તપાસ કરીને એક સ્ત્રી કે જેને પોતાના ધણી સાથે બિલકુલ બનતું ન હતું. કારણ કે તેનો ધણી વ્હેમી હતો. કંઇ પણ કારણ વગર સ્ત્રીને વશ કરવા સારૂ ચૌદમું રત્ન ચખાડતો જેથી તે સ્ત્રી કોઇ ફાંકડેરાવ સાથે ગચ્છંતિ માપવાને તૈયાર હતી. એ બાબતની નોટીસ એક રાત્રિએ ખડતલ બુઢ્ઢાએ ખાનસાહેબના કર્ણદ્વાર પર ચોંટાડી. ખાનસાહેબ અરબી ઘોડા માફક કાન ટટાર કરીને બોલ્યા

"હેં ! આપ કયા કેહતે હેં !"

વૃધ્ધે કહ્યું:

"જો હવે રાહ જોવાની જરૂર નથી તે બિચારી દુ:ખમાંથી મૂક્ત થશે તો તને ને મને આશિર્વાદ આપશે."

"હાં, મગર વો કહાં હે ? મેં તો અભીકે અભી તૈયાર હો ગયા હું !"

"એવી તૈયારી કામ ન લાગે ! બસો રોકડા મારી દલાલીના હોય તો તૈયાર થાવ. વરતણીઆઓને તો પ્રથમથીજ કામને બહાને ખરતા કર્યા હતા; જેથી હવાલદાર સાહેબ ઉઠયા અને એક ખુણામાંથી ખોદીને હાંલ્લી કાઢી. તેમાંની ચીંથરે બાંધેલી રકમ કંઇપણ વિચાર કર્યા વગર વૃદ્ધને હવાલે કરી. વૃધ્ધે તે રૂપિઆ ગણ્યા તો રૂા. ૧૩૯] થયા. વૃધ્ધે એટલી રકમ લેવાની ના પાડી પણ ખાનસાહેબના અત્યંત

કાલાવાલા ને આજીજીથી છેવટે બુઢ્ઢાનું હૃદય નરમ થયું ને માથું ધુંણાવતાં કહ્યું કે કાલે રાત્રે બાર વાગ્યાને સુમારે તે બાઇ તમારી પાસે આવશે. પણ તે પહેલાં વરતણીઆ વગેરેને અહીંથી રવાના કરી દેવા, હવાલદાર સાહેબે બધી વાત કબુલ મંજુર કરી. વૃદ્ધ રૂપિઆ લઇ ચાલતો થયો. હવાલદાર સાહેબ આનંદ સાગરમાં ગોથાં ખાતા કોપરાં જોખવા લાગ્યા. અર્ધી રાત થતાં વરતણીઆ પણ આવીને સુઇ ગયા.

## આનંદ તરંગ.

".નિદ્રામાં તેમણે નિહાળ્યું કે જાણે સરકારી ગોરાને બદલે દરીયા કિનારે એક આલીશાન ઇમારતની અગાસીમાં પોતે એક સોફા પર પડયા છે. શિતળ ચંદ્રના કિરણો વડે મસ્તક શિતળતા અનુભવી રહ્યું છે. મંદમંદ સુગંધિત સમીરની લ્હેરો શરીર સામ્રાજ્યપર શાંતિનો સમુદ્ર ઉછાળી રહી છે. એવામાં અગાશીનું નાનકડું દ્વાર ઉઘડયું, અભિસારિકા રૂપે એક શ્યામ વસ્ત્ર પરિધાન સુંદરી આવીને સોફાપર પડેલા સુંદર સ્વરૂપ પુરૂષના મૂખ ચંદ્રનું એકાંત ચિત્તે અવલોકન કરવા લાગી. તેના આકર્ષણથી હો કે માંકડના કરડવાથી હો, (બીજી ધારણા ખોટી પણ હોય કારણ કે સોફામાં માંકડ ન હોય. માંકડતો ગરીબોની ગોદડીમાંજ હોય) ગમે તે કારણે પુરૂષની આંખ ઉઘડી. સુંદરી આગાશીમાંથી પાછી પલાયન થતી હતી. તેવમાં સબળ પુરૂષે તેનો પાલવનો છેડો પકડયા પછી તાઃ—

"જાની હમકો ન ઇત્ના સતાયા કરો,
ફભી ભુલેસે તશરીફ લાયા કરો...ટેક
હુસ્ન તેરા એક દિન આખિર ફના હો જાયગા;
જીસપર તેરા નાઝ હે સબ ખાખમેં મીલ જાયગા.
પ્યારી જોબનપે મત ઇતરાયા કરો...કભી૦
મેં અભી કમસીન હું દિલ્દારીકો કયા જાનું;
મેરા નન્ના કલેજા હે ગમ ખ્વારીકો કયા જાનું.
મેરા નન્નાસા દિલ ન દુખાયા કરો...કભી૦

આ પ્રમાણે અરસ પરસ પ્રેમ ગોષ્ટિ મચી રહી હતી એટલામાં ત્રિજા માળ ઉપર કોઇ પુરૂષનો પગરવ સંભળાયો. અભિસારિકા ધ્રુજતે પગે એક ખુણામાં અદૃષ્ય થઇ. પેલા પુરૂષે આવી ખાનસાહેબને ગરદનમાંથી પકડયા "કયાહે ? કયાહે ?" કરતાં ગરદન જોરથી છોડાવા લાગ્યા. ઉંઘમાંને ઉંઘમાં પોતાની ગરદન જોરથી દબાવી જીવ ગુંગળાયો. પગ ઘસવા લાગ્યા. ખડખડાટથી ર.વેં જાગી ઉઠયા અને ખાનસાહેબની ગરદનેથી હાથ છુટા કર્યા ને એક પગ તૂટેલી ખાટલીમાં ભરાયો હતો તે કાઢયો. ત્યારે ભાન આવ્યું કે આતો સ્વપ્નું હતું. પણ અઘોરી અમલદારની ઉંઘ બરાબર ઉંડી ન હતી. તેનો ખાટલીપર બેઠા બેઠા ઝોકા ખાતા હતા. બધા માણસો અમલદાર સાહેબની મુર્ખાઇ ઉપર હસતાં હસતાં ઉંઘી ગયાં હતાં. ખાન સાહેબ ગણગણતા હતા કેઃ—

"ઇસ કદરથા ખટમલોંકા ચાર પાઇમેં હુજુમ;
વસ્લકા દિલસે મેરે અરમાન રૂખ્સત હો ગયા."
(અકબર અલ્હાબાદી)

એટલામાં એક ઝોકો ખાતાં ભોયપર મોઢું અડાડી કંઇ કહેવા લાગ્યા ! એક હાથ બાજુપર મૂકેલા હુકકા પર પડયો. એક બે બાકી રહેલા આગના તણખા ખાન સાહેબના હાથ સાથે અપૂર્વ હેતથી વળગી રહ્યા, ખાન સાહેબે વિરહની વેદના ન ખમાયાથી હો કે દાજ્યાથી હો પણ બુમ પાડી અને હુકકાએ પણ બુમ પાડી એતો જાણે નક્કીજ ! ફરીથી બધાં માણસો ઉઠી ગયાં. ખાન સાહેબ હવે બરાબર શુધ્ધિમાં આવ્યા હતા. એક માણસને તેલ, હળદર લેવા દોડાવ્યો કારણ કે માતૃભૂમિને ભેટવાથી હોટે ગુલાબ જાંબુનું સ્વરૂપ ધારણ કર્યું હતું. સુખે દુઃખે માશુક મળવાની હોંસમાં રાત્રિ પૂર્ણ થઇ.

## સફળ આશા.

ઉષા સમયથીજ હવાલદાર સાહેબે માશુક સાથે રાત્રિએ કુચ કરવાની તૈયારી કરવા માંડી. સવારમાં એક કેસની તપાસ કરવા માટે ફોજદાર સાહેબની ચોરામાં પધરામણી થઇ. હવાલદાર સાહેબ મનમાં

ખૂબ ગભરાયા કે "યે બલા કબ ટલેગી ?" ખુદાએ પણ હડકાયા આશકની અરજી કબુલ કરી, કારણે તપાસ કરીને બે કલાકમાંજ ફોજદાર સાહેબ બીજે ગામ જવાના હતા. જમણનો બંદોબસ્ત કરતાં વાર લાગે માટે પોતાના ભાતામાંથી કેટલુંક મિષ્ટાન કાઢીને ફોજદાર સાહેબના પેટને આધિન કર્યું. ફોજદાર સાહેબ જમી પરવારીને ચાલ્યા ગયા. હવાલદાર સાહેબ રાત્રિ પડવાની રાહ જોવા લાગ્યા. માંડમાંડ સુર્યાસ્ત થતાં ચિંતા વધવા લાગી.

"અભીતક માશુક કયું નહિ આઇ ?" "વાહ ! ઉસ્કી ચાલ કૈસી અલ્બેલી હે ! રાતકો ખ્વાબમેં કયા જલવા નઝર આયા ! મગર કાલા મુંહહો ઉસ્કે ખાવીંદકા કે ખ્વાબમેં હડ્ડી હોકર આયા !" આમ વિચારમાંને વિચારમાં રાત્રિનો અમલ વધવા લાગ્યો. વરનાણીઆ વગેરેને તો ઉજાણી કરવા પૈસા આપીને પ્રથમથીજ દૂર કર્યા હતા, ખાન સાહેબનો દેખાવ કંઇ ઓરજ હતો. સરસ્વતીચંદ્રમાં અલક કિશોરી ને જમાલવાળો પ્રસંગ જેણે વાંચ્યો હશે તેને તો એટલુંજ કહેવાનું કે હવાલદાર સાહેબે પગથી ગરદન સુધી તો જમાલ જેવોજ ઠાઠ કર્યો હતો. ફક્ત માથાપર ફેંટાને બદલે ટોપી અને હાથમાં હથીઆર ને બદલે હુક્કાની નળી હતી, એવામાં લાલ લુગડાનાં દર્શન થયાં, ઉલ્લાસી અમલદાર અધીરા થઇ ઉઠયા અને હુક્કાને પડતો મૂકી શ્રી મુખે પ્રથમ ઉચર્યા:

"બાદ મુદ્દતકે હસીનોંકા નસીબા જાગા"

કંઇ પ્રત્યુત્તર ન મળ્યો વાતની દિશા બદલી.

"જાની વો બુઢ્ઢા કયું નહિ આયા ?" કંઇ પણ જવાબ મળ્યો નહિ ને ઘુંઘટનો પટ પણ દૂર થયો નહિ. હવાલદાર સાહેબ હવામાં ઉડવા લાગ્યા ને મનમાં વિચાર કરવા લાગ્યા કે—

"ચલો બુઢ્ઢા ન આયા વોભી અચ્છા હુવા કયું કે અયસા બાતકા મૌકા કહાંસે મિલના ?" વળી પાછા બોલવા લાગ્યા કે:—

"અય મેરી ખયાનતદાર માશુક! તેરે શહીદે નાઝકો અપના ચાંદસા ચેહરા તો દિખા! કલ રાતકો ખ્વાબમેં આકર ચલી ગઇ મગર..."

**"તેરી અબરૂને જો એક તીરે નઝઝારા મારા;**
**જીસ્કે લગ્તેહી જીગર હોગયા પારા પારા."**

"જાની ઘુંઘટ ખોલો ઔર કુછ મુંહસે બોલો?" એટલામાં કોઇના ખડખડ હસવાનો અવાજ સંભળાયો. ખાનસાહેબ ગભરાયા અને ચારે તરફ દ્રષ્ટિપાત કરવા લાગ્યા તો બે ચાર પુરૂષોને ચોરામાં પ્રવેશ કરતાં નિહાળ્યા. સવાશેરખાન છલાંગ મારીને પાછલી બારીએથી નાસવા લાગ્યા, આવા કટોકટીના પ્રસંગે એમની પ્રિયતમાએ ઘુંઘટનો પટ ખોલ્યો ને કાકપક્ષી જેવા મધુર અવાજે ઉચ્ચાર કર્યો "કહાં ભાગતે હો મેરી ખુબસુરતીકે ખટમલ!" હવાલદાર સાહેબે બારીમાંથી નીકળતાં નીકળતાં જોયું તો આશ્ચર્યકારક ઘટના એ બની કે લાલ લુગડામાંથી ધોળી દાઢીએ દેખાવ દીધો ને અમલદાર સાહેબ અંતરધ્યાન થયા.

## ઇશ્કનો અન્જામ.

સવાશેરખાન તો પાછું જોયા વગર ભાગ્યા તે ભાગ્યા કોઇને હાથ લાગ્યાજ નહી, હા પણ જતાં જતાં કંઇક અસ્પષ્ટ સ્વરે બકતા હતા કે,

"યા ખુદા! યે સબ કારસ્તાન ઉસ બૂઢે કે થે!" મહેતાજીને જોઇ નિશાળીઆ નાસે તેમ હવાલદાર સાહેબ ચોરામાંથી રાજીનામું લખ્યા વગર ને સરકારને જણાવ્યા વગર નાસી ગયા. પણ પેલો ખડતલ બુઢો તો લાલ લુગડું દેખાડતો સર્વ સાથે હાથતાળીઓ લઇ હસી રહ્યો હતો. બીજે દિવસે આ વાર્તા સુર્યના ઉદય સાથે પ્રકાશમાં આવી. ઠેર ઠેર અમલદારના એકાએક પ્રયાણની સાચી જુઠી ગપો ઉડવા લાગી, વર્તમાન પત્રોને તો ખોરાક મળ્યો! ધીમે ધીમે આ વાત વિસારે પડી. બે ત્રણ વર્ષ પછી મારે અમદાવાદ કોલેજમાં ભણવા

જવાનું થયું. એક દિવસ પુરાણા પ્રખ્યાત સ્થળો નીરખતાં અમારૂં મંડળ હ્ટીસીંગનું દેહરૂં જોઇ તેની સામે એક સરકારી મકાન છે તે તરફ વળ્યું. તે મકાનની ચોતરફ વિશાળ બાગ હતો. તે બાગમાં કેટલીક ખાદીની અર્ધી બાંયવાળું પહેરણ, ખાદીનું જાંગીયું, ને ખાદીની કાન ટોપીના ટ્રેડમાર્કવાળા પુરૂષો કામ કરતા હતા. તેમાં મારી નજર એકાએક એક વ્યકિતપર ઠરી. તેમણે પણ મારી તરફ જોયું ને હાથના ઇશારાથી પીવા માટે બીડી માગી. હું ધુમ્રપાન મહાધર્મ ન કરતો હોવાથી બીજા બીજા મિત્ર પાસેથી બીડી ને પેટી લઇ તેને આપી. તેણે બીડી સળગાવી પણ પેટી ઉપર લાલ લૂગડાવાળી એક બાઇની છબી હતી તે નિહાળતાંજ ગુસ્સાથી તે દિવાસળીની પેટી ભાંગી નાખી ને બકવા લાગ્યો કે—

"આગ લગ જાય અયસી ઓરતોંકે મુંહ પર' મેં ધારીને જોયું તો મારાથી એકાએક બોલાઇ ગયું,

"કોણ સવાશેરખાન ?!" તે મારો અવાજ સાંભળતાંજ નાઠો ને મકાનના પ્રવેશદ્વારમાં અદ્રષ્ય થયો. અમે દ્વાર પાસે જઇને જોયું તો ઉપર મોટે અક્ષરે "મેડ હાઉસ" [ ગાંડાની હોસ્પીટલ ] એટલા શબ્દો લખેલા વાંચવામાં આવ્યા."

# [ ૭ ]

# કાળી બૈરીમાં નૈસર્ગિક સૌંદર્ય

ઓલી સાહિત્ય પરિષદ્ તરફથી ઇનામ જાહેર થયું કે,

"નૈસર્ગિક સૌંદર્ય વિષે જે સારામાં સારો નિબંધ લખી લાવશે તેને રૂા. ૫૦ ઇનામ મળશે." અધધધ! ઓય મારા બપ્પાવાના બપ્પાવા એક સામટા રોકડા મુંબઇગરા પચ્ચાસ રૂપીઆનું નામ સાંભળીને અરે! નહિ વાંચીને કોના ડાચામાં પાણી ન છૂટે? બસ કોઈ પણ પ્રકારે એ ઇનામ મેળવવુંજ! પણ મોટા મોટા (ચાર હાથ કરતાં ઉંચાતો નહિજ!) અને વળી જુના ને જાણીતા તથા માનીતા ઓલ્યા લોક પ્રિય લેખકોને ઇનામ આપતાં સુધી મારો કોણ ભાવ પૂછશે? (કે મિસ્ટર કેટલે હવાકે હેર છો?) એ અરબી ઘોડાઓની હરિફાઇમાં આપણું બાંડયું ટટ્ટુ શું ટકી શકવાનું છે? મોટરને વેગે ચાલતી એમની ફાઉન્ટન પેનો આગળ મારા ખટારાના વેગે હાલતા હોલ્ડરનું શું ગજું? એમના સહારાના રણ જેવા વિચાર પ્રદેશ આગળ મ્હારા ગધેડીઆ ખેતર જેટલા ક્ષેત્રફળનો વિચાર પ્રદેશ શા હિસાબમાં? એમની ઉંટ જેવી ઉંચી પ્રેરણાઓ આગળ મારી સસલા જેવી નાની પ્રેરણા ક્યાં વેર ટકશે? પણ એવા આગળ પાછળના વિચારો મ્હારે શા માટે કરવા? નર્મદે પણ કહ્યું છે કે,

"યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે !" વીર રસનાં વેગમાં અને સાહસના આવેશમાં ખુરસી પરથી આગળ ટેબલ પર કુદીને ધબ્બાકશુંને પડયો. પણ અફસોસ કે પગ મચકાઇ ગયો ! નર્મદે તો વગર વિચારે લખ્યું હશે પણ તેને અમલમાં મુકતાં મ્હારોતો પગ મચકાયો. રાંદેરી હાડવૈદનું આઠ દિવસ સુધી બીલ ચુકાવ્યું ત્યારે અરામ થયો. હવે મનમાં નિશ્ચય કર્યો કે કવિઓની કવિતાઓને જીવનમાં ઉતારવી એ હાથે કરી દુઃખ વ્હોરવા સમાન છે ! પણ આટલું વાગવા છતાં ઇનામી હરીફાઇમાંથી પાછા કદમ ભરવાનું મન ન થયું !

રણસંગ્રામમાં ઝઝુમનારને હારજીતનો કે મરણનો ભય કયાં હોય છે ? જેમ નેપોલીયનની નોંધપોથીમાં અશકય શબ્દ નો'તો તેમ મ્હારી નોંધ પોથીમાં પણ અશકય શબ્દ નથી !

"તો અય બહોત મુદ્દતકી સળી હુઇ મેરી પ્યારી કલમ ! કાગજ કે મેયદાનમેં ફત્હયાબ હોનેકો આમદા હો; અય મેરે છાછ પીપી કે તૈયાર બને હુવે બેકાર મગઝ બેદાર હો ! અય મેરે દિન ભરમેં સેંકડોં મખ્ખી, મચ્છર, વગયરાહકો રગડને વાલે સીધે હાથ તુભી હોશિયાર હો !" આવેશમાં મોટેથી બરાડો પાડતાં જયાં ટેબલ પર હાથ પછાડયો કે બત્તીની ચીમની પડી ગઇ અને બત્તી ફુટી ગઇ; તથા ઉના ઉના કાચ મને ચંપાઇ ગયા તે તો જુદા ! એકદમ ઓફીસમાં અંધારૂં થયું ખડભડાટથી નાની કીકી,

'ઉંવા ઉંવા કરતી રડવા લાગી. (ઓફીસ અને બેડરૂમ, પાણીઆરૂં ને રસોડું વગેરે એકજ ઓરડામાં હતું) ખાટલામાં પડયા પડયાંજ બેગમ સાહેબે પટપટારો ચલાવ્યો, "બળ્યું આતે શું ? અર્ધી રાત્રે બૂમ બરાડા પાડો છો તે શું ગાંડા બાંડાતો નથી થયા ?"

"અરે !" શું કરૂં ? મારા બધા વિચાર મરી ગયા !" ગિસીસ ખાટલામાંથી એકદમ તાડુકતાં ઉઠયા–

"હેં કોણ મરી ગયા ? કોઇ આપણાં અંતરના સગા તો નથી ને ? ઘણુંજ ખરાબ થયું. અર્ધી રાત્રે મરણની ખબર ! કંઇ સ્વપ્નામાં બકતા તો નથી ને ?"

"અરે ! જરા સાંભળતો ખરી ? શું એકદમ આવડે એટલું બોલી નાખે છે ? જરા દિવાસળી તો સળગાવ !" દિવાસળીની પેટીની શોધખોળ ચાલી પણ કમબખ્ત કાંડી કયાં મરી ગઇ ? અંધારામાં ઠોકર ખાઇને મિસીસ ઘોડીઆમાં સુતેલી બાળકી પર પડયાં એટલે બાળકીની એવડાવેગથી રડારોડ ચાલુ થતાં બીજાં બે બળકો પણ ઉઠયાં અને અંધારાને લીધે ભય પામીને ડબલ પાવરથી રડવા લાગ્યાં. અર્ધી રાતના શોરબકોરમાં ચોર આવ્યો હશે એમ ધારીને શેરીના કુતરાં પણ ભસવા લાગ્યાં. અમારી પડોસમાં રહેતા હીંગના વેપારી આગા બહીલોલખાન જંગબારી ડંડો લઇને ધસી આવ્યા અને બારણાને ગોદા મારતા બરાડી ઉઠયાઃ—

"અજી જનાબ મત ઘબગાઇએ ઔર ચોરકો પકડ રખીએ મેં આપકી ઇમદાદકો આ ગયા હું !" મને અંધારામાં ગભારાટને લીધે બારણું ઉઘાડવાની પણ સમજ પડે નહિ. ખાનસાહેબ તથા એક બે પાડોસી બારણું ઉતારીને ઘોર અંધારામાં ધસી આવ્યા. ખાનસાહેબે આવતાંજ પાણીની ગાગર અને ઘડાની ઉતરડ હતી તેને ચોર ધારીને ધોકો લાગાવ્યો.

"બદમાશ અબ કીધર જાતા હે ?" એટલામાં તો ધબ્બાકશું ને બેડાં પડયાં ને આખા ઘરમાં બેઠા પાણીની રેલ આવી. હવે ખાન સાહેબ પણ ગભરાયા. મિસીસ પણ એક ખુણામાં ઉભાં ઉભાં ધ્રુજતા હતાં. તે અંધારામાં દેખાતું ન હતું. નરભેરામ ભાઇ દોડીને ફાનસ લઇ આવ્યા; ત્યારે બધાંને વસ્તુસ્થિતીનુ ભાન થયું. અચાનક ચીમની ફુટવાથી ને બત્તી બુઝવાથી આ પરિણામ આવ્યું એમ સમજાવીને બધાને વિદાય કર્યા. હવે મિસીસે ફરીથી મોરચો માંડયોઃ

"આ તમને અર્ધી રાત્રે બુમ બરાડા પાડવાનુ ભૂત વળગ્યુ છે તે કયારે ટળશે ? જુઓને તમારી સ્હેજ ભુલથી કેટલુ બધુ નુકશાન થયું ? અને ત્રણે બાળકો બિચારાં હેબતાઇ ગયાં છે તે તો જુદાં !"

"એ બધું તો ખરૂં પણ મ્હારૂં ઇનામ રઝળી ગયું તેનું શું ?"

"તમારૂં ઇનામ કોણે ખૂંચવી લીધું ?"

"અરે ! ગાંડી ખુંચવી કોણ લે ? શું મ્હારા બાહુમાં બળ નથી કે મ્હારા હાથમાંથી કોઇ ઇનામ ખુંચવી લે !"

"ત્યારે કાલે સવારેજ તમારા મોઢા આગળથી બિલાડું રોટલો લઇ ગયું ત્યારે તમારી વીરતા કયાં ગઇ હતી?"

"હું ઇનામનો લેખ લખવાનાજ વિચારમાં હતો તેથી કુતરૂં કયારે રોટલો લઇ ગયું તેનું ધ્યાન રહ્યું નહિં! હમણાં પણ એ ઇનામી લેખ લખવાનીજ તૈયારી કરતો હતો તેવામાં ચીમની ફુટવાથી આ ધમસાણ વળ્યું!'

"લેખનું ઇનામ કેટલું એક મળવાનું છે તે આમ રાત્રિ દિવસ વિચારમાંને વિચારમાં અર્ધા થઇ જાઓ છો?"

"પચ્ચાસ રુપીઆ!"

"અહોહો! મ્હારી બઇ પચ્ચાસ રૂપડી તેમાં દસ બારનું તો આજે નુકસાન કરી નંખાવ્યું!"

"પણ હું એકલા પચ્ચાસ રૂપીઆ ઇનામને રડનો નથી? પણ એમાં કેટલી કીર્તિ મળે છે તે તા'રા કોડીઆ જેવા નાના મગજમાં શી રીતે સમજાય?"

મિસીસ છણકો કરીને રીસાઇ ગયાં ને પથારી વશ થતાં બડબડયાં,

"અમારૂં કોડીઆ જેટલું મગજ છે તે અમારી પાસે રહ્યું, તમે તમારૂં ઘડા જેવડું મગજ લઇને ફરતા ફરો !"

"ઓ મા'રા ખોદા ! આતો રીસાઇ ગઇ ? ચાલો કાલે સવારમાં મનાવી લઇશું !" મને ફરીથી ઇનામી લેખનું સ્મરણ થયું. ઇનામ નક્કી કરનારી કમિટીને લેખ સોંપવાનું હવે એકજ અઠવાડિયું બાકી હતું. તે મને

ખૂબ સાલતું હતું. અમારો એક ખાસ મિત્ર પેલો કાના કાકાનો કુળ દિપક કચરાભઇ કે જે સાત સાત વાર મેટ્રીકની પરીક્ષામા બેસી બેસીને છેક ખુંધો થઇ ગયો હતો; તે છાતીને બદલે પેટ ઠોકીને કહેતો કે,

"દોસ્ત સંપૂર્ણ તૈયારી કર્યા વગર તું જો એવા મહત્વના કાર્યમાં ઝંપલાવીશ તો મારી જેમ નિરાશ થઇશ !" મને તેની શીખામણ હો ટચના હુન્ના જેવી લાગી પણ નિબંધ લખવામાં તૈયારી શી કરવી તેજ સમજ પડતી ન્હોતી. કાગળ, સાહી, હોલ્ડર વગેરે જોઇએ તે તો તૈયાર હતું ! હાથ પણ સલામત હતા ! ભેજું એની જગ્યાએથી જરા પણ ખસ્યા વગર જેમનું તેમ સલામત હતું ! ત્યારે હવે તૈયારી શી કરવી ? મેં મા'રા શુદ્ધ સ્નેહી કચરાભઇને કહી. તેણે કહ્યું,

"એમાં ગભરાય છે શાનો ? પહેલવાનો જેમ દંડ, બેઠક કરીને તથા મગદળ ફેરવીને તૈયાર થાય છે, તેમ તારે તૈયાર થવાનું નથી, પણ તા'રે તો મગજને કસવાનું છે, માટે પ્રોફેસર જેમ્સની વિજળીક શકિતની ગોળીઓનું સેવન કર કે તારા મગજમાં ઇલેકટ્રીક જેવી અલૌકીક શકિત પ્રાપ્ત થાય ! કપાળ પર અમૃતાંજન અને ચંદનતરનું અમૃતબિંદુ ખુબ ભાર દઇને ઘસ કે કપાળને રસ્તે પણ મગજને પુષ્ટી મળે ! મસ્તક ઉપર ભિસ્તીઓ પાસે પખાલ વતી ખુબ પાણી રેડાવ કે જેથી બાલના રસ્તે પાણીના ઝરણ મગજમાં ઉતરે તેથી મગજમાંથી ઉત્તમ વિચારોના ફણગા ફુટે ! ખોરાકમાં અનાજ, કંડાર વગેરે ખાવું પડતું મુકીને બદામ, પિસ્તા, ચારોલી, દરાખ ખસખસ, ચણાનો મગજ, માવાની ઘારી, મલાઈ, માખણ ઘી, દૂધ વગેરે મગજને પુષ્ટિ આપનારી વસ્તુઓ વંચારેમાં ખાઇ શકાય એટલી આખો દિવસ ને રાત સુધી ચાવ્યાજ કરવી. ત્રણ દિવસ સુધી આટલી તૈયારી કર્યા પછી આસપાસનું વાતાવરણ ઠંડું પાડવા ખાતર તારી ખુરસીની આસપાસ બરફની લાદીઓ મુકીને લેખ લખવા બેસીશ તો ચોકકસ

**"દેખ્યા વિણ ડગલું ભરીએ, ભવરણમાં ભટકી મરીએ"**
**(આંખે) દુરબીન લગાવી ફરીએ, નહિતર ખાડામાં પડીએ!**

માટે આગળ ધપો પણ ચશ્મા ચઢાવીને! પણ હવે વખત ઘણો વહી ગયો છે જેથી બીજા વકતા વક્તિઓને બોલવાનો ચાન્સ આપું છું, નહિતર હું બોલતાં થાકું એમ નથી. દક્ષિણીઓ ગાતાં થાકે, ડોસીઓ પટપટારો કરતાં થાકે, પંતુજી ડિક્ટેશન લખાવતાં થાકે, ભરવાડો ઉભા ઉભા ઉંઘતાં થાકે, ગધેડું ડીફણાં ખાતાં થાકે, પીપ્યાંદાસો પી પી કરતાં થાકે, ગાંધીજી રેંટીયો તાણતાં થાકે, સોંગરની ડોસી બખીયા મારતાં થાકે, ટપાલીઓ કાગળ વહેંચતાં થાકે, શોફરો ભુંગળું વગાડતાં થાકે, મુલ્લાંઓ બાંગ દેતાં થાકે, એન્જીનો વિ'સલ મારતાં થાકે, ગાડીવાળાઓ જાએ, ચલએ સા...કહેતાં થાકે, ભુદેવો મોદક જમતાં થાકે, વાણીઓ વ્યાજ ગણતાં થાકે, માછણો લઢતાં થાકે, તો હું બોલતાં થાકું! માટે બીજાને બોલવું હોય તે બોલે નહિતર મારે ફરીથી આરંભ કરવો પડશે.

**મી૦ સોડાવોટર**—માન્યવર પ્રેસીડેન્ટ, સાહેબો તથા અન્ય લેડીઝ એન્ડ જેન્ટલમેન! મને ન ઓળખે એવું આ દુનિયામાં હવે કોઇ પ્રાણી નહિ હોય! મારો જન્મ થોડાંક વર્ષોથીજ થયો છે; છતાં મહાન ધર્મોપદેશકો જે કાર્ય સેંકડો વરસથી નથી કરી શક્યા, તે મેં એક બે દાયકામાં કરી બતાવ્યું છે. બ્રાહ્મણો અને ભંગીયા, વાણીયા કે ઢેડ વગેરે ગમે તે જ્ઞાતિનો માણસ મારે મોઢે મોઢું વળગાડીને જાતીભેદનો ખ્યાલ રાખ્યા વગર મને ગટગટાવી જાય છે મહાત્મા ગાંધીજી યંગ ઇંડીયામાં અંત્યજોધ્ધાર કરવા લખી લખીને અને બોલી બોલીને હાડપીંજર જેવા થઇ ગયા, છતાં અંત્યજોધ્ધાર કે જ્ઞાતિ ભેદ તુટયો નહિ. તે મહાન કાર્ય મેં જોતજોતામાં બજાવી દીધું! આજના લીડરો જો મારા ચીલે ચાલી આગળ ધપે તો જરૂર ફતેહ પામે! આપણા વડિલો અને મુરબ્બીઓ જ્ઞાતી જમણમાં ખુબ ઝાપટીને પછી ઘેર આવી પેટપર હાથ ફેરવી આળોટીઆં મારતા અને ચુરણના

ફાંકાઓ મારી આંતરડા કહેોરાવી દેતા ત્યારે લાડુ હજમ થતા. પણ હવે મારૂં આગમન થતાં તે ફીકર ટળી છે. જ્યાં મારી એકાદ બાટલી તમારા પેટમાં પડી કે પત્થર ખાધા હશે તો તે પણ હજમ થશે ! હું ડઝન બાળકોનો પિતા થયો છું છતાં મારો જોશ અજબ છે. દરેક ચળવળની શરૂઆતમાં મારો સોડા વોટરીયો જોશ દેખાવ દે છે. આગળ ધપનાર દરેક ચળવળીયાઓએ મારા જોશનું અનુકરણ કરવુંજ જોઇએ. પ્લેગ કે કોલેરાની બીમારી કરતાં પણ વધુ સ્પીડથી હું હિંદમાં ફરી વળ્યો છું અને તે પણ સહકુટુંબ ! મારા જેવું આગળને આગળ ધપનાર પંજાબ મેલ સિવાય બીજું કોઇ પ્રાણી નથી ! પણ તે તો એકજ ચીલે ચાલે છે ત્યારે હું તો ખાડા ટેકરા પર પણ ચાલી શકું છું તેથી કોઈ પ્રાચીન કવિએ કહ્યું છે કે **"જ્યાં ન પહોંચે જોડા, ત્યાં ત્યાં પેહોંચે લેમન ને સોડા !"** લેમન મારી એકની એક ધણીઆણી છે, આજકાલની ઉછંખલ છોકરીઓએ એની પાસેથી પતિસેવાનો પાઠ શીખવો જોઇએ. વધુ જે કંઇ કહેવું હશે તે એનીજ મેળેજ કહેશે.

**લેમનબાઇ**—"ભાઇઓ અને બાઇઓ ! અમારા જીંજરએડના બાપાના ભાષણ ઉપરથી મ્હારી ઓળાખણ થઇ હશે, મને જાહેર જીવનમાં આવવાનું ઝાઝું મન નથી, પણ પતિની આજ્ઞાને શીરોમાન્ય રાખવી એ આર્ય રમણીની ખાસ ફરજ હોવાથી આજે એમણેજ ગોખાવીને તૈયાર કરેલું ભાષણ આપ સમક્ષ બોલી રહી છું (હસાહસ) હસો નહિ. કારણકે સ્ત્રીઓને આગળ ધપવાનો ઇલાજ એકજ છે, કે પતિ કહે તે કરવું અને તેમ કરવાથીજ પુરૂષો આપણા પર પ્રસન્ન થઇને સ્વતંત્રતાના હકકો આપોઆપ આપી દેશે ! તારામતી દ્રોપદી, દમયંતી, સીતા વગેરે આદર્શ રમણીઓએ સ્વતંત્રતાના હક મેળવવા કયારે પરિષદો ભરી હતી ? આજકાલ તો આપણી બ્હેનોને બોલવાની આદત પડી ગઇ છે તો નીભાવવા સભાઓ ભરી બિચારા પુરૂષોને વગોવે છે; પણ જ્યાંસુધી આપણામાં પૈસો પેદા કરવાની શકિત આવી નથી, ત્યાં સુધી પુરૂષો સામે બળવો જગાડવાથી, કંઇ વળવાનું નથી. માટે હાલતો

એગની છાયામાંજ આગળ ધપવાનું રહ્યું. આજકાલની કેળવણી કંઇ અજબ છે. જુઓને મારી પુત્રી મીસ **રાસ્બરી** આજે કેટલાં વર્ષ થયાં જવાન થઇ છે, છતાં લગ્ન કરવાનીજ ના પાડે છે! શું એ આજનો સુધારો? મ્હારી બ્હેનનો દિકરો બોલ્યો બિચારો **આઇસ** (બરફ) એની સાથે લગ્ન કરવા કેટલી કાકલુદી કરે છે; છતાં એ ગણુકારતી નથી તે બિચારો એનું નામ સાંભળતાંજ પીગળી જાય છે તો પણ એતો બેપરવાઇ બતાવે છે. મારૂં કે એના પિતાનું પણ માનતી નથી. શું બાળકોને ઉંચી કેળવણી આપી આગળ ધપાવીએ તેનું આવું પરિણામ? **"હાથી દરબારે અને દીકરી ઘરબારેજ શોભે."** આવાં માતપિતાની અજ્ઞાનું ઉલ્લંઘન કરનાર બાળકો ઉત્પન્ન કરવા કરતાં તો આજકાલના સુધારકોએ પેલી બર્થ કંટ્રોલ (સંતતિ નિયમનની) ચળવળ માથે ઉપાડી છે તે શું ખોટી?" (એક ડોસીએ અવાજ કર્યો સો ચુએ ખાકે બિલ્લી હજકો ચલી! બાર પોરીયાં પેદા કર્યા પછી સંતતિ નીયમનની સમજ પડી!) લેમનનું લુગડું ખેંચી તેને બેસાડી દઈને **ટોનીક** ઉભી થઇ.

**મીસ ટોનીક:**—મ્હારૂં બોલવું તમને ક્વિનાઇન જેવું લાગશે પણ યાદ રાખજો "કડવું ઓષડ રોગને કાપે છે!" (પણ પ્રમુખ કે પ્રેક્ષકોને સંબોધ્યા વગર ભાષણ કરવા કેમ મંડી પડયાં? એક અવાઝ) હું એ પુરાણી પ્રણાલિકા સામે સવિનય ભંગ કરવા માગુ છું. આપણે ગળું દુ:ખાવવું અને વળી પ્રમુખનો કે પ્રક્ષકોનો આભાર શા માટે માનવો? એજ મને તો સમજ પડતી નથી! (સમજ ન પડતી હોય તો બેસી જાઓ. પ્રમુખનો ઓર્ડર થયો) હું પહેલેથીજ કહેતી હતી કે મારા કડવા શબ્દો તમને નહિ ગમે. આજકાલ તો મોઢાપર ખુશામદ કરે અને મફતની મસ્કા પોલિસ કરે, તેને સહુ કોઇ માને! ભલે સર્વની ઇચ્છા હશે તો હું બેસી જઇશ પણ યાદ રાખજો બીમાર પડશો ત્યારે મારો ખપ પડશે! આગળ ધપવા માટે શારીરિક શક્તિની ખાસ અગત્ય છે. હું તમારી માંદગીની દુશ્મન એટલે તંદુરસ્તીની

તરફેણમાં હોવાથી મારો રોષ વ્હોરી લેતાં તમે આગળ ધપતા અટકશો ! સેંકડો વરસ થયાં કરીયાતાનું પાણી પી પીને તમારાં હોજરાં બગડી ગયાં હતાં તે મેજ સુધાર્યાં છે ! ઉપકાર ઉપર અપકાર કરનાર તમે શુદ્ર પ્રાણીઓ શું આગળ ધપવાનાં હતા ? (અમે હવે વધુ અપમાન સાંખી શકતા નથી માટે બેસી જાઓ નહિંતર અમારે પશુબળ વાપરવું પડશે, પ્રમુખ) તમે ઈંડીયનો વળી અપમાન ન સહન કરવાનું ક્યાંથી શીખ્યા ? અપમાન સહન કરી કરીને તો તમારી તાલના બાલ નીકળી ગયા ! ને વળી તમારામાં પશુબળ કે પક્ષીબળ વાપરવાની શક્તિ હોય તો આમ ભીખારીઓ પ્રમાણે ઝોળીઓ વાળીને સ્વરાજ માગવા ન નીકળો ? "માય બાવા (સરકાર) હમકો સ્વરાજ દો, ખુદા તુમ્હારા ભલા કરેગા ! અંધે લુલેકી જોડી દે દાતાર ! સ્વરાજકી ઝોલીમેં દે દાતાર !" એવી તમારી હાલત છે. "સ્વરાજ અમારો જન્મસિદ્ધ હક છે" નહિ કે જન્મ ભીખ હક છે ! હું તો કહું છું કે આ દેશમાં સંતતિ નિયમનની ખાસ જરૂર છે. તેત્રીસ કરોડ માણસ જો ધારે તો પોતાની થુંકમાં આખો સિમલાનો પહાડ ડુબાવી દે; પણ થુંકવાનીએ શક્તિ ક્યાં છે ? આપણી જનનીઓ તે જનનયો નહિ પણ 'પોરીયા" પેદા કરવાનાં મશીન છે ! આવા નમાલાં પ્રાણીઓ ઉત્પન્ન કરવા કરતાં સંતતિ નિયમન શું ખોટું ? (એય વર્ણશંકર બાઇ ! હવે તારો વધુ લવારો અમે સાંભળવા માગતા નથી. તું પહેલાં ત્હારૂં ઘર સંભાળ પછી બીજાને ઉપદેશ કર. તારો બાપ બટલર ને મા મડમ, અને વળી તું હમને ભરાવે છે દમ ?" એક ખુણામાં ઝુપતાં ઘરડા કસુંબાજી મુછપર હાથ ફેરવતા બોલી ઉઠયા. બંને પક્ષો તરફથી ગુમરાણ થતાં ખુબ ઘોંઘાટ થયો અંતે વોલંટીયરોની સમજાવટથી મીસ ટોનીક બેસી જતાં શાંતિ પથરાઇ.)

**મી. જીંજરએડ**—અધ્યક્ષિકા સાહેબા, બાઇઓ અને ભાઇઓ. મારો સ્વભાવ ગરમ છે અને તેથી કંઇ વધુ બોલાઇ જાય તો માફ કરશો અને નહિ માફ કરો તોપણ હું તો બોલવાનો છું તે બોલીશજ !

તમારા અંદર અંદરના કલહને લઇને આપણે આગળ ધપવાને બદલે પાછળ પડી રહ્યા છીએ. નવા વિચારવાળાઓ સંતતિ નીયમન કરવાનું કહે છે ત્યારે જુના વિચારવાળાઓ પોતાની બહુમતિ વધારવા ડઝનબંધી પોયરાંઓ પેદા કરવાની તરફેણમાં છે. બંનેની દલીલો ખરી છે. ત્યારે આગળ ધપવા માટે કયો રસ્તો લેવો ? એ બાબતપર કેટલા મહિના સુધી વિચાર કરીને હું તથા મારી સીસ્ટર મીસ રાસબરીએ કુંવારાં રહેવાનોજ નિશ્ચય કર્યો છે. અમારાં માતા પિતા **સોડાલેમન** અમને બંનેને પરણવા માટે ઘણું એ સમજાવે છે પણ અમે માનતાંજ નથી ! મહાત્મા કબીરના પેલા જગમશહુર કાવ્યની કેટલીક પંકતિઓ અમે અમારા હ્રદયમાં વગર નસ્તરે કોતરી રાખી છે.

**"પરણીને પરવશ થઇ રહેવું ને પીંજરમાં પુરાવું,**
**સુખમાં ફરતા સ્વતંત્ર જીવને બંધનમાં બંધાવું !"**

સ્વરાજ લેવા આગળ ધપનાર મારા જેવા યુવાનને લગ્નની બેડીમાં જકડાવાની શી જરૂર ? બ્રહ્મચારી ભિષ્મનું રહેલું કાર્ય હું વાંઢો રહીને આગળ ધપાવીશ ! ગમે તેવી બાદી કે સરદી થઇ હોય તો હું પેટમાં પડતાંજ તેનો અંત આણું છું. તેમ લગ્નની પરતંત્રતાનો અંત આણવાનો પણ મેં નિશ્ચય કર્યો છે. (તમારા જેવા બિન અનુભવી યુવાનો સમય પલટાતાં પલટાઇ જાય છે અને કોઇ વાઘણ સાથે પણ સીવીલ મેરેજ કરવા તત્પર થાય છે. એક અવાઝ), હું તમારા વિશ્વામિત્ર ઋષિ જેવો ઢીલા હ્રદયનો નથી કે મેનકાને જોઇ તપનો ભંગ કરૂં ! અરે ! કેટલીએ રમણીઓએ મારા હાથની માગણી કરી પણ હું તેમના તરફ જોતોએ નથી ! કારણ કે નરસીંહ મહેતા જેમ પોતાની પત્નિથી કંટાળીને ગાતા હતા કે,

**"દેખો યારો ક્યા ઝખ મારા બીબી એસી લાય**
**કે જીસ્ને આતેહી મેરા દેવાલા ફુંકા હાય !"**

તેમ મારે મારા તન, મન ને ધનનું દેવાળું ફુંકાવવું નથી ? માટે આવા બારિક સમયમાં આગળ ધપવાનો ઇલાજ એકજ છે અને

તે એક અખંડ બ્રહ્મચર્ય વ્રત પાળો યાને કે વાંઢાપણાનો વીમો ઉતરાવો ! મારા તીખા ભાષણથી તમે કંટાળી ગયા હશો તો મારી સીસ્ટર **રાસ્બરી** મીઠું ભાષણ કરશે. (તાલીઓના ગડગડાટ વચ્ચે બેસી જાય છે.)

**મીસ રાસ્બરી**—મુરબ્બી એડવરટાઇઝમેન્ટ અને અન્ય પ્રેક્ષક પ્રેક્ષિકાઓ અત્યાર સુધીના વકતાઓ કે વકતીઓ જ્ઞાનને અભાવે ગમે તેમ બકી ગયાં છે તે તરફ તમારે લક્ષ આપવાનું નથી. એ સર્વે વિષયના મુદ્દા પર લેક્ચર ચલાવવાને બદલે પોતપોતાની કીર્તિનાં રણશીંગા ફુંકવા મંડી પડયાં હતાં. મારે પ્રથમ મારા મતનું સ્ફોટન કરવું જોઇએ કે, હું કૌમાર્યવ્રત ગાળવાનું શા માટે પસંદ કરૂં છું ? તે પહેલાં એક પ્રશ્ન પુછું છે કે દરેક પુરૂષ અને સ્ત્રીએ કુંવારા કેમ ન રહેવું ? અનાજની આજકાલ કેટલી મોંઘવારી છે ? એમાં વળી વસ્તીની આબાદી વધતાં દુકાળમાં અધિક માસ જેવું થાય ! હું જોષી કે નજુમી નથી છતાં ભવિષ્ય ભાખું છું કે હિંદના બધા પુરૂષો ભિષ્મપિતામહ અને બધી સ્ત્રીઓ ગરગી નહિ થાય તો ઘી, દુધ ને અનાજ સ્વપ્ને પણ જોયા નહિ મળે ! હા એક અલભ્ય લાભ પ્રાપ્ત થશે અને તે એકે અપવાસનું પુન્ય ! ઓછામાં ઓછું સ્વરાજ મળતાં સુધી તો કૌમાર્યવ્રત પાળવુંજ જોઇએ ! હવે હુંબ્હેનોને કહું છું કે ઉંદરો પણ ઉંદરીયામાંથી નીકળી જવા ફાંફાં મારે છે, મરઘીઓ દરબામાંથી બ્હાર પડવા દેવદારના પાટીયાને ચાંચ મારે છે, પાળેલાં પોપટો પણ લાગ મળતાં પીંજરામાંથી પલાયન થઇ જાય છે. એ બધું શા માટે ? સ્વતંત્રા માટે. નિશાળીઆઓ એકી કે બેકીનું બાનું કાઢી ગચ્છંતિ મારી જાય છે તે શા માટે ? સ્વતંત્રતા માટે. " નબળો માટી બૈયર પર શુરો" કેમ થાય છે ?" ત્યારે ડાઇવર્સ કેમ કરાવાય છે ? સ્વતંત્રતા માટે. મીરાંબાઇએ પરણ્યા છતાં કૌમાર્યવ્રત કેમ પાલ્યું ? સ્વતંત્રતા માટે. દુનિયામાં બધેબધ એવુંજ છે તો તમારે શા માટે પરણવું ? માતપિતા આગ્રહ કરે તો તેમના આગ્રહ સામે સવિનય ભંગ કરો ! જુઓ સંયુક્તાએ શું

કર્યું ? પિતાને નગણકારતાં દિલનું ધાર્યું કર્યું, તો આજે ઇતિહાસમાં તેનું નામ પ્રસિદ્ધ છે. કેમ તમારૂં કે મ્હારૂં નામ ઇતિહાસમાં પ્રગટ થયું નથી ? રામચંદ્રજીએ પિતાની આજ્ઞા પાળી તો ચૌદ વર્ષ સુધી કેવાં કેવાં સંકટો વેઠવાં પડયાં ? એને બદલે આંખ આડા કાન કરીને ગાદી પરજ બેસી રહ્યા હોત તો લંકા સુધી પગ દુઃખાડવા પડત ? સત્રાજીત સુતા સત્યભામા અને રૂકિમણીએ પિતાની આજ્ઞાઓનો અનાદર કરીને શ્રી કૃષ્ણનો સત્કાર કર્યો; એમના એ સવિનય ભંગથી આજે મહાન સતી સ્ત્રીઓમાં એમની ગણના થાય છે ! અને પુરૂષોએ પણ તર્જની વડે કાનમાંથી મેલ કાઢીને સાંભળી લેવું જોઇએ કે પિતૃઆજ્ઞાનો ભંગ કરીને અહમદશાહ, જહાંગીર, ઔરંગઝેબ ઇ૦ મહાન સમ્રાટ કહેવાયા ! મારૂં ન માનો તો માર્સડનના ઇતિહાસના પાના ઉથલાવી જોશો ! માબાપની ગમે તેવી આજ્ઞાઓને પણ માન આપવું એ જુની સીસ્ટમને ત્યાગિ હવે આપણે આગળ ધપવું જોઇએ !

આટલી પ્રસ્તાવના પછી હવે મુદ્દાન વિષય પર વગર ફાનસે અજવાળું પાડું છું (તમે અત્યાર સુધી મુદ્દાના વિષય પર આવતાં અમારો ટાઇમ વેસ્ટ કર્યો માટે હવે પાંચ મીનીટથી વધુ બોલવાને ચાન્સ આપી શકું એમ નથી, પ્રમુખ) પાંચ મીનીટમાં તો હું એટલું બોલીશ કે આપણે પાંચસો વર્ષમાં એટલું નથી કરી શકયા ! **વળી આપણનેજ ટાઇમ વેસ્ટ કે ઇસ્ટ થવાની પરવા હોત તો આમ જુની ઘરેડમાંજ ચાલ્યા કરત ?** જુઓને આપણા બાપદાદાઓ આર્યને અનાર્યના વખતથી જે હળ વાપરતા તેમાં જરાએ સુધારો થયો છે? અત્યારે આગળ ધપેલો અમેરિકા કે યુરોપ એક બળ વડે એક દિવસમાં પાંચે હજાર એકર જમીન ખેડી શકે છે ત્યારે આપણે ત્યાં પાંચ શેર પરસેવો ટપકાવતાં ભાગ્યેજ માંડમાંડ બે એકર જમીન ખેડાતી હશે ! તે લોકો દરેક વિષયમાં કેટલા ધપી રહ્યા છે ? જુઓ કારેલાં કડવાં હતાં તે મીઠાં કર્યાં, બોરને જુદાં જુદાં ખાતરોથી પોષણ આપીને જમરૂખ જેવડાં

બનાવી દીધાં, ગુલાબના ફુલને ચાહે તે રંગમાં રંગી દીધા, આપણે ત્યાં બાળકોને સરવાળા આવડતા નથી ત્યારે ત્યાંનાં કુતરાં પણ સરવાળા ગણે છે ! આપણા ત્યાં સેંકડો વર્ષથી ગણિત વિષય ચાલે છે, છતાં કંઇ ઉકાળતા નથી ત્યારે ત્યાં બનાવટી મનષ્યો ગણિત ગણે છે ! આપણે ત્યાં હજારો વર્ષ પહેલાં ફક્ત રાવણને ઘેરજ પવન પાણી ભરતો, વા વાસીદું કરતો, અગ્નિ ચુલો ફુંકતો પરદેશોમાં એ તો ઘરેઘર પવન પાણી ભરે છે અને સંદેશા પણ લઇ જાય છે. ઘંટી ખેંચે છે ! અગ્નિ ચુલો પણ ફુંકે છે અને વણકરતુ, ગાડીનાનનું, દળવાનું, ઘડવાનુ ભરડવાનું વગેરે અનેક કાર્યો કરે છે. આપણે ત્યાં "બત્રીસ પુતળી"માં શામળભટે કાષ્ટનો ઘોડો ઉડાવ્યો પણ ત્યાં તો ઠેર ઠેર પલંગ ઉડે છે (એરાપ્લેન). આપણુને તો પવનપાવડી ને ઉડણ ખાટલીની વાતો સાંભળી હતી પણ એ લોકોએ તે સિધ્ધ કરી બતાવ્યું. આપણા ત્યાં કુતરાઓને ઝેર દઇ મારી નાખવામાં કે પાંજરાપોળમાં પ્રદર્શન ભરવામાં આવે છે, ત્યારે ત્યાં સીપાઇ પેહરેગીર કે ડિટેકટિવનુ કામ કુતરાંઓ પાસે કરાવે છે. અહીંની સ્ત્રીઓ ગાતાં શરમાય છે ત્યારે ત્યાંતો નાચવું એ પણ કળા ગણાય છે ! (બસ તમારો ટાઇમ ખલાસ થયો છે માટે તમારે બેસી જવું જોઇએ. પ્રમુખ) દરેક મનુષ્ય પોતાના પગ પર ઉભું રહે છે, માટે બેસી જવું કે ન જવું એ આ આગળ ધપતા યુગમાં દરેક પોતાની મેળે સમજી શકે છે ! વળી બીજાના હુકમથી ઉઠબેસ કરવી તે કાયરતા કહેવાય ! ખરા નીશાળીયા તેજ કહેવાય કે ગુરૂની આજ્ઞા હોવા છતાં ઉઠબેસ ન કરે ! પછી ભલે પીઠના સપાટ પ્રદેશ પર ડુંગરાઓની હારમાળા દૃષ્ટે પડે ! (સોલ પડે) મનમાં દુર્વાષામુનિ પ્રમાણે જરાપણ સહનશકિત ન હોવાથી હું જરા જરા વાતમાં તપીને રાતી ચોળ થઇ જાઉં છું ! જો હવે મને વધુ કંઇપણ કહેશો તો શ્રાપ આપીશ ! (શંખણીઓના શ્રાપ લાગતાજ નથી" મી. કસુંબાજી પાઘડીનો આંટો ઠીક કરતાં કરતાં બોલ્યા ! ) મારૂં આવું ખુલ્લેખુલ્લું અપમાન કરનાર માનવ પ્રાણી સામે દરેકે ધિક્કારની નજરથી જોવું જોઇએ ? (હવે બહુ થયું બેસી જાઓ, એક અવાઝ )

**મી. જીંજરએડ**—કોણ છે? મ્હારી ભગિનીનું આવું છડેચોક અપમાન કરનાર કોણ? મને પ્રતિજ્ઞા કરવાની ખાસ ફરજ પડે છે કે "તે દૂષ્ટ જીવના લોહીમાં હું મારી ભગિનીને સ્નાન કરાવીશ."

**સાંસસે આગ બરસાયે વોહ અઝદર હું મંય,**
**ઝીદમેં તુફાં તો ગુસ્સેમેં સમંદર હું મંય.**
**પીસ ડાલુંગા, મિટાદુંગા, ફના કરદુંગા,**
**યાદ રખના ઉસ્કે તગદીરકા ચક્કર હું મંય.**

**મી. કસુંબાજી**:–(પ્રેક્ષકવર્ગમાંથ કુદી સ્ટેજ પર ધસી આવતા કડીયારી ડાંગ ઉગામી) હવે ઝા! ઝા! આજકાલના ઉગી નીકળેલા છોકરા! ઉંદરડા જેવડું થઇને મોટા હાથી હામુ બાથ ભરવા તૈયાર થીયું છે? અલ્યા તારા જેવાં મરઘડાંનું મોત તો દેખસે, સમઝી ગયું ને! (અંતે સામાસામી પક્ષે હથોહાથને બાથાબાથ યુદ્ધ આરંભવા માંડયું પણ કેટલાકની સમજાવટથી મામલો શાંત થયો)

**પ્રમુખ**:—આ કંઈ પાણીપતનું મેદાન નથી કે તેમાં તમે ડંડા ઉછાળો! આ તો ચોપાટીનું મેદાન છે તેમાં તો ભાષણોજ થાય કાંતો ભૈયાનો ભેળ. પાનપટી, ગરમ મગફળી કે બે પૈસાની પ્લેટ ઉત્તમ આઇસક્રીમ વેચાય યાતો પગચંપી ને બુટ પોલીસનીજ બુમો પડાય માટે શાંત થાઓ, સભાની સડસડાટ ચાલતી સાઇકલમાં પંચર ના પાડો! આગળ ધપવાને બદલે તમે તો જેલ તરફ ધપવાના પ્રયત્ન કરો છો! જુઓ અંદર અંદરની ખટપટેજ આપણે આગળ ધપતા અટકયા છીએ! રજપુતાઇ શાથી રંડાઇ? અંદર અંદરની ખટપટથી. મુગલાઇ શાથી દંડાઇ? અંદર અંદરની ખટપટથી. મરદાઇ શાથી મુંડાઇ? અંદર અંદરના દેશી અસ્તરાઓથી! જુઓ વિદુરજીએ પણ ભાજી ખાતાં ખાતાં કેટલુંએ કહ્યું છતાં ન માન્યું તો કૌરવો પાંડવો સાથે લડીને બરબાદ થયા! માટે તમારે પણ આગળ ધપવું હોય તો શાંત થાઓ નહિતર દરિયામાં જાઓ! (ધીમે ધીમે શાંતિ પ્રસરાઇ એટલે મુંછુ મરોડતા કસુંબાજી ખંખાર્યા.)

**મી. કસુંબાજીઃ**—આ ભાઇઓ ને બાહાઓ ! જો કે હું હવે ઘરડો થાયો શું પણ યાદ રાખજો કે ઘરડાજ ગાડાં વાળે ? (હવે તો મોટર લોરીઓથી કામ ચાલતું હોવાથી ગાડાંનું કામ પતી ગયું સે. (એક અવાજ) પણ જુનું એટલુંજ હુતું જુના સોખા વરામાં વપરાગસે, જુનો ઘણો કોમમેં આવશે ! ("પણ જુના ઢેરો પાંજરાપોળમાં જાય છે, જુના નોકરોને પેન્શન અપાય છે ! એ તો આપ જાણતાજ હશો. એક અવાઝ ) મારા બેટા આતે ભાહણ હોંભળવા આયવાસે કે લડવા ? અલ્યા લડવું હેય તો મેદાને પડો એમ પડદા બીબીઓની પેડે મોઢું સુપાવીને પસેડીમાં પાંચસેરી હું મારોસ ? ( આપ વળી પાછા લડવા તૈયાર થયા છો. દિલ પર કાબુ ન હેય તો બેસી જાઓ, પ્રમુખ ) અરે ! ભલી બાઇ ચોખગલાની કસો એવી તાંણીને બોલીસે અને વળી તેના પર પસેડીની બેટ એવી બેંસાતે ફોડીસે કે તમારૂં ખુલ્યું અગનગાડીનું આએ અંજીર (એંજીન) આવીને અથડાય તોયે એ મારૂં દિલ કે કલેજું જરાએ હાલે નહિ ! પણ હવે ઇ બધી વાતુંને જતી કરી કેવાનું કહી દઉં સું ! "જાણે સોરૂં કસોરૂં થાય પણ માવતર ન થાય !" આ રંગરેજી (અંગ્રેજી) સેમાડામાં તમે બધા ભલે ધમપસાડા મારો પણ દેશી ઠાંકોરોના દરબારમાં તો અમારાજ માન ! જ્યાં હું ને અમારા મોટા ભઇ હુક્કારાજ દરબારના ડાયરામાં બિરાજ્યા કે ઓઇ હ્યો રંગરાગ ! તમારા બાપદાદાએ પણ એ મઝા નહિ ભોગવી હોય ? પણ એનું સત્યાનાશ જાય પેલા બેવડા અને વલાયતી દારૂએ મને એકાએક પેન્સીલ (પેન્શન) અપાયવું ! (સભામાં ભડભડાટ થયો અને લથડીઆ ખાતા મહાશય બેવડાજી ઉભા થયા.)

**બેવડાઃ**—ખ ..ખબરદાર ! બ...બુઢ્ઢા અગર એકભી શબ્દકા ઉચ્ચાર કિયાતો ભુમિકો નમસ્કાર કરના પડેગા ! એકહી ડંડેસે તુમ્હારે મસ્તકમેંસે રાસબરી નિકાલુંગા. આજકલ કે સુધરે હુવે મનુષ્ય તેરે જેસે જરીપુરાને ખચ્ચરકો હકાલતે હેં ઔર હમારા સતસંગ કરતે હેં યેહી હમારી ખુબીકા સાર્ટીફીકેટ હય ! યાદ રખના હમારે લાટ સાહબ મી. બ્રાન્ડી

ઔર મેડમ વીસ્કી કો ગુસ્સા આ ગયા તો તું ઔર તેરા સર્વ કુટુંબ પરિવાર તેરા ભાઈ ચંદુલાલજી, તેરી, માતા અફયું દેવી, ઇત્યાદિકો અંદમાં યાને કાલાપાની ભેજ દિયા જાએગા. લોગ તેરેકો નહિ ચાહતે ઉસમેં હમારા કયા દોષ હય ? તેરેમે ઇત્ની લીયાકત હોતી તો તેરેકો કયું છોડતે ? આજ રાજા મહારાજા, અમીર ગરીબ મુફલીસ ફકીર ઇ. સબકી મેહફીલમેં મે બેરોક ટોક જા સકતા હું ! બડે બડે સુધરે હુવે લીડર 'દારૂ નિષેધ" કા લેકચર કરતે હેં ઔર કબાટમેં બ્લેક એન્ડ વ્હાઇટ વ્હીસ્કીકી બોતલેં રખતે હંય ! બડે બડે સાધુ મહાત્મા "શરાબ મત પિયો" ઐસા બોધ કરતે હેં ઔર કફનીકે નીચે બગલમેં બેવડેકી બોતલ દબાએ હુવે ફીરતે હેં ! બડે બડે ઝેન્ટલમેન શેઠ શાહુકાર ઔર અફસર લોગ હમારી આફિસ (દારૂનું પીઠું) મેં આતે હેં ઔર સાકી (દારૂ પાના ર) સે ફરમા તે હેં

**"અર્ગવાની શરાબકી યે જામ,**
**આજ ભરભર પિલાવો, ગિઝાઓ સાકીયા !"**

આજકલ ઇંડયામાં હમારે ચાહનેવાલે ઇતને હેં કે જીન્કી ગીનતી નહિ હો સકતી ! ખુદ મેડમ વ્હીસ્કી ભી ઉસકે ગાહકોંસે ગભરા ગઇ હય ઔર કેહતી હય

**"શોપમેં સબ જમ્અ હુંય, મુજકો ન પી પી કીજીએ,**
**આપ ઇસ બોતલકો મેરે ઘરપે વી. પી. કીજીએ !"**

કવિ લોગ કવિતા રચતે વકત હમારી આરાધના કરતે હેં ! અગર મેરી બાત ગલત હો તો કીસી નાટકવાલેસે પુછ લીજીયે ! શાઇર લોગ શએર લિખતે હેં તો હમારેહી આગોશમેં બેઠ કર ! બસ મત પુછે કે ઇસ ઇડીયામેં હમારી કિત્ની શોહરત હય ? ઢકાકા મલમલ ઔર કશમીરકી શાલ જીત્ની મશહુર નહી ઇત્ને હમ મશહુર હંય ! હમારી ઇત્ની ઇઝઝત હય કે ખુદ સરકાર હમારી ઓફીસકી હિફાઝત કરતી હય કયુંકે હમ બાદશાહી ખાનદાનકે હેં મગર હમારી

બદ કિસમતીસે તુમ્હારે પાસે આ ગયે હંય (તમે અમારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે માટે હવે આ દેશમાંથી પેન્શન લઇને પધારો તો ઘણું સારૂં. એક અવાઝ) અગર તુમ્હારે આગે બળના હોતો હમારે સિવા એક કદમભી નહિ બળ સકતે! અગર તુમ્હારી નાદાનીસે રોષીત હોકર હમારે લાટ સાહબ બ્રાન્ડી ઔર મેડમ વ્હીસ્કી ઇસ ભારત વર્ષસે ચલે જાઇંગે ફીર બી મંય તો હાજીર રહુંગા કયું કે મેં તો શુધ્ધ સ્વદેશી હું! (ભલે તમે દેશી છો પણુ દેશીઓના હકમાં ઝહેર સમાન છો માટે જીવતા જીવત ડટાઇ જાઓ તોજ અમારૂં કલ્યાણ થાય! એક અવાઝ) કેૈા...ન હય! હમારી સામને અવાઝ કરનેવાલા ( કોઇને લાત મારવા જતાં જાતેજ ગબડી પડે છે!)

**મીસીસ સેૈા. ટી. (ચાહ) દેવી**–લેડીઝ એન્ડ ઝેન્ટલમેન!—મને સમજ પડતી નથી કે આ સભાનો હેતુ શો છે? આગળ ધપવાના વિષય પર પ્રકાશ પાડવાને બદલે બધાં પોત પોતાનું ચરિત્ર રજુ કરે છે! એ શું બતાવી આપે છે? કે આપણે આગળ ધપવાનો વિચાર કરવાને પણુ લાયક નથી! હું તમારી આવી પ્રવૃત્તિ નિહાળીને ઉકળી જાઉં છું. (કુલ્ફી મલાઇ ખાઓ એક અવાઝ) કુલ્ફી મલાઇ ખાવાથી ક્ષણિક શિતળતા પ્રાપ્ત થાય છે કંઇ કાયમની ઠંડક મળતી નથી! (હેટના પંખાથી હવા ખાતાં) સ્ત્રીઓએ કુંવારા રહેવું કે પરણવું એ વિષય પર અનેક શાસ્ત્રો રચાયાં છે પણ મારો મત એથી નિરાળોજ છે! હું ભગવાન કૃષ્ણજીને ચીલે ચાલું છું. તેઓ શ્રી લગ્ને લગ્ને કુંવારા હતા તેમ હું પણ લગ્ને લગ્ને કુંવારી છું! એક ડઝનવાર અદરાઇ ચુકી છતાંએ અખંડ બ્રહ્મચારીણી છું! જગતમાં જેને અમૃત કહેવામાં આવે છે તે હું પોતેજ છું. બાળકને ગળથુથીમાંથીજ મારી ઓળખાણુ થાય છે. હું જન્મથી મરણુ પર્યંત મનુષ્યને વફાદાર રહું છું. થાકેલા ને કંટાળેલા મગજો મને નિરખતાંજ પ્રફુલ્લ થઇ જાય છે. અંબાભવાની, ભદ્રકાળી, મુમ્મા દેવી ઇ. દેવીએ

કેટલીએ પુજા કરો છતાં તાત્કાળીક પ્રસન્ન થતી નથી. પણ હું તો પાંચ મિનીટમાં પ્રસન્ન થઈ જાઉં છું ! અને તેથી મારા ભાવિક ભકતોએ ઠેરઠેર મ્હારાં મંદીરો સ્થાપ્યાં છે ! ટ્રેન કે આગબોટમાં પણ મ્હારી આરતી ઉતરાવે છે ! જોકે મ્હારૂં પીયર ચીન દેશમાં છે છતાં હું હવે સાસરે રહીને જીંદગી વ્યતિત કરૂં છું ! મહાત્મા ગાંધી અને એવા એવા કેટલાક અણુસમજુ ઇન્સાનો મને આ દેશમાંથી હાંકી કાઢવા પ્રયત્ન કરતા હતા; પણ મ્હારા ભાવિક ભકતોએ તો ડબલ પાવરથી મારી પ્રાર્થના કરી જેથી હું તો **યાવતચંદ્ર દિવાકરો!** અહીંજ રહેવાની ! મેરૂ ચળે પણ ચાહનો પ્યાલો ન ચળે ! કોફી એ મારી શોકય છે. તેનું પીયર અરબસ્તાન છે. જોકે તે મારા કરતાં વધુ ખુબસુરત છે, છતાં પરદાપોશ રહેવાથી તેને ઘણાં મનુષ્યો ચાહતાં નથી ! વળી બીજું એક પરદેશી પ્રાણી કોકો પણ આજકાલ પ્રગટ થયું છે તે મ્હને મ્હાત કરવાજ જાણે જન્મ્યું છે. તો પણ તમે સમજી શકો છો કે એક સુંદર યુવક તેને ચાહશે નહિ ! હું આગળને આગળ ધપી રહું છું. મારા જેવું આજકાલ દુનિયામાં કોઇ ધપ્યું નથી ! ભંગીથી લઇને રુષિમુની સુધી સર્વ મારા ભકત છે. કેટલાક કવિઓ અને સાક્ષરોએ પરલોક પહોંચીને ત્યાં પણ મારી જમાવટ કરવા માંડી જેથી વસિષ્ટ, વિશ્વામિત્ર, વાલ્મિક, ચાણકય, કાસ્યપ ઇ. પ્રાચીન પુરાણા રુષિઓ પણ મ્હારાં દર્શન કરવાને લલચાયા. તેથી સ્વર્ગના રાજા ઇંદરે મને સ્વર્ગમાં આવવાનું આમંત્રણ કર્યું છે. ત્યાં બ્રાંચ ઓફીસ કાઢવાનો ઇરાદો છે ! એટલે હવેથી સ્વર્ગમાં પણ મારી સત્તા જામશે ! જુઓ આગળ ધપનાર દરેક વ્યકિતએ મારૂં જીવન ચરિત્ર જાણવું જોઇએ ! મારી વિરૂધ્ધ આખું સોડા વોટરનું કુંટુંબ છે; છતાં તેમનું કંઇ વળતું નથી ! સોડા, લેમન, રાસબરી, જીંજર, ટર્કી, પીકમીઅપ, રોઝ, ડેન્ડીસેન્ડી. આઇસ્ક્રીમ સોડા, ટોનીક, થર્સટો ઇ. અનેક જીવો મારી સામે માથું કૂટીને થાકયા પણ એમનું કંઇ ન ચલ્યું ! નેપોલીયનની

સત્તા આખા યુરોપ પર હતી, સીકંદરની સત્તા અર્ધા યુરોપ ને અર્ધા એશીયા પર હતી, પણ મારી સત્તા તો આખી દુનિયા પર છે ! સ્વર્ગમાં બ્રાંચ સ્થપાવાની તૈયારી છે, અને મંગળગૃહના માનવીઓ પણ મને બોલાવવા માટે સંદેશ ચલાવી રહ્યા છે ! (હવે તમારૂં તારીફ પુરાણ પૂર્ણ થયું કે નહિ. અવાઝ ) આ તારીફ પુરાણ પણ તમારાં કલ્યાણ અર્થે રજુ કર્યું છે. આગળ ધપનારને એક દર્પણ સમાન મારૂં ચારિત્ર થઇ પડશે. મારી વધતી જતી કીર્તિને નિહાળી તમારે અદેખાઇ નહિ પણ હરિફાઇ કરવી જોઇએ. જૂઓ મહાકવિ શેક્સપીયરે પણ મારૂં સ્વાગત કર્યું છે કેઃ—

**'ભલે આવો પધારો ઓધેરા મહેમાન**
**પ્રીતીનાં ભોજન જમાડીએ!'**

વળી શેક્સપીયરના પીતરાઇ મહા કવિ કાલીદાસે પણ મને માન-પત્ર અર્પતાં હિંદદેવીના વતી કહ્યું હતું કે **"મહેમાન થયા તમે મારાં સ્વીકારશો મહેમાની!"** (બસ હવે તમારા ભાપણથી કંટાળી ગયા છીએ. એક અવાઝ ) ભલે આખો ઇંડિયા મારા આગમનથી હવે કંટાળે, છતાં હું તો અહીંથી હટવાની જ નથી, કારણકે દેશપ્રેમ મારી રગેરગમાં ભરાયો છે ! જે દેશના બાળકો—"મા ચા પા" નું ભણતર ભણે તે મારાથી ગમે તેટલાં રોષે ભરાય તો પણ હું તો તેને પ્રેમ જ સમજીશ ! (હવે તમે મુદ્દાના વિષય પર આવો નહિતર બેસી જાઓ. પ્રમુખ) અફસોસ ! મુદ્દાના વિષયપર આટલું ભાષણ કર્યું છતાં તમને કોઇને સમજ જ પડતી નથી ? ( ધ્યાનમાં આવે તેમ ગોળા ગબડાવો તે શી રીતે સમજ પડે ? એક અવાઝ) મારા ચરિત્ર ઉપરથી આગળ ધપવાનો પદાર્થપાઠ તમે ન શીખી શકતા હો તો કેટલાક વ્યવહારિક ઉદાહરણો આપી સમજાવીશ જાણે પીટ કલાસમાં નાટક કે સિનેમા નિરખવા ગયા ને હુલ્લડ થયું તો હનુમાન પ્રમાણે છલાંગો મારીને ઓરચેસ્ટ્રા તરફ ધપાવવું પણ દાદાગીરીની આંખ બચાવીને એ કાર્ય કરવું ! વાત વાતમાં હઢવાડ થઇ, અને લાકડીઓ ઉછળી તો

આગળ ધપવાને બદલે પાછળ ધપવું યાને કે બડી બહાદુરી સાથે પાછું હઠવું ! કારણ કે " મારીને નાસી જવું, અને ખાઇને સૂઇ જવું " વેદનું એ વાક્ય છે. જાહેર સભામાં જાએ તો વગર વિચારે આગળ ધપાવો કારણ કે પાછળ રહેશો તો વચનામૃતનો શ્રવણ નહિ થાય તદુપરાંત કોઇ લાખો માણસો ચીનની ભીત પ્રમાણે વચ્ચે આવીને ઠસી જાય તો ? (એટલામાં કંઇ ખડભડાટ થયો અને બે ત્રણ વ્યકિતઓ બેટરીની મદદથી દરેકનાં મોઢાં જોતાં જોતાં ચાહ દેવી પાસે આવી લાગ્યાં)

"લ્યો આ રહ્યાં અમારાં ભટકેલ ભાભી ! આખા શહેરમાં આ તમારા દીયરજી ને ભરથારજી તમને ગોતી વળ્યા છતાં તમે તો અહીં ભાષણ કરવા મંડી પડયા છો ! હવે સીધી રીતે ઘેર ચાલવું છે કે નહિ ?" ચાહ દેવીની નાની નણદી મીસ નાનખટાઇ ઉચર્યાં.

"તમારો કોઇનો મારા ઉપર અધિકાર નથી. તમારા ભાઇ સાથે મેં લગન કર્યાં તેથી શું તેમની ગુલામ તો નથી બની ગઇ ને ?" ચાહ દેવીએ સામો પડકાર કર્યો.

"હવે ચાલ ચાલ ! ચબાલચી તારી ચાલાકી જવા દે ! સીધી સીધી ઘરના રસ્તે આગળ ધપાવ નહિતર..." મી૦ બીસ્કીટ બોલતા હતા તેમને વચ્ચેથીજ અટકાવી ચાહ દેવીએ પટપટારો ચલાવ્યો.

"નહિતર તમે શું ધાડ મારવાના હતા ?"

"આલ્યા કેક, શું જોઇ રહયો છે ? પકડ રાંડનો ચોટલો અને ધસડીને ઘેર લઇ ચાલ !"

મી૦ બીસ્કીટે પોતાના નાનાભાઇ કેકને ઓર્ડર કર્યો.

"આ સ્વતંત્રતાના યુગમાં એ તમારી ઝારશાહી નાહ ચાલે !" ચાહ દેવીએ સામે ટકકર લીધી.

"ચાલે કે નહિ નહિ ચાલે તે બતાવી આપીએ છીએ !" મી૦ કેક ચાહ દેવીનો ચોટલો પકડીને ધસડવા લાગ્યા. ચાહ દેવીએ "પોલિસ ! પોલિસ"ની બુમ મારી. સભામાં ભંગાણ પડયું પછી તો શુ થયું તે હું જાણતો નથી કારણ કે આપણે ત્યાં ઘણી સભાઓના પરિણામ

યાદવાસ્થાથી જોવા આવે છે ! મોટા મોટા સાક્ષરો પણ મીટીંગોમાં અઠે તઠે કરવા લાગી જાય છે; તો પછી સાધારણ મનુષ્યોની વાતજ શી ? તમારે પણ એટલું યાદ રાખવું કે જ્યાં જ્યાં સભા કુરૂક્ષેત્ર મેદાનનું રૂપ ધારણ કરે કે આપણે ઘરના મુઠ્ઠીઓ વાળીને આગળ ધપવા માંડવું નહિતર નાહક પોલિસ થાણા તરફ ધપવાનો પણ પ્રસંગ સાંપડે ! હા એક વાત ભૂલી ગયો ! જો કદાચ તમારે કમનસીબે ભાષણ કરવાનો પ્રસંગ માથે આવી પડે, પણ શરૂઆતમાંજ બોચી ખજવાળતા થઇ જાઓ, અને પગમાં કંપવાની બીમારી લાગુ પડે ત્યારે શું કરવું ? પાછા હઠવું એ કાયરનું કામ છે. દેવ દેવીઓની આરાધના કરશો તો પણ તમારૂં નહિ વળે. અહીંના દેવ દેવીઓ એટલા ચાલાક નથી કે વાયરલેસ પ્રમાણે ઝટપટ તમને મદદ કરી શકે ! એવા કટોકટીના પ્રસંગે બચવાનો એકજ રસ્તો છે અને તે એકે સામા માણસોને માણસ નહિ પણ મ્યુનિસિપાલીટીનાં ફાનસ સમજીને કે પત્થરના પાળીયા સાળીયા સમજીને બોલવાનું ધપાવ્યે રાખવું એટલે કામ ફતેહ ! પછી જોજો કે છાપાઓ તમારી વાચાળ શક્તિનાં કેટલાં વખાણ કરે છે ? વળી પાછી એક મુદ્દાની વાત યાદ આવી. ડૉકટરે તમને સલાહ આપી હોય કે ધીમે ધીમે બરાબર ચાવીને ખોરાક ખાવાથીજ ફાયદો થાય છે. પણ ક્યાંક ડીનર પાર્ટીમાં ગયા, ત્યાં ધારવા કરતાં બમણા "ઝાઝા હાથ રળીઆમણા' (?) જમણ પર ફરવા લાગ્યા; જેથી ત્રિરાશી માંડયાં વગર પણ તમે જાણી શકો કે ચાલુ સ્પીડમાં ડાચું ચલાવવાથી $\frac{1}{2}$ પેટ ભરાવાનો સંભવ છે, તો બસ ડૉકટરની સલાહને ક્ષણભર માટે ભુલી જઇ પંજાબ મેલની સ્પીડથી હાથ અને મોઢાંને આગળ ધપાવવું એ પણ આ સંસારની એક કળા છે ! જડ પદાર્થો આગળ ધપાવે છે તો ચેતન પદાર્થોએ કેમ ન ધપાવવું ?

[૧૦]

# સ્કુલ લાઈફમાં હોય જો વાઈફ... (?)

**મ**ને ઘણી વખત એજ વિચાર થતો કે ગોખલેનું મસ્તક પણ મ્હારા જેટલું જ અને બહુ તો એના મસ્તકનો પરીઘ એકાદ બે ઇંચ મારા મસ્તક કરતાં વધારે હશે; છતાં એ આખા ત્રણ ગણિત બનાવી શકયો, અને હું ગઇ સાલ મેટ્રીકમાં ત્રણ દાખલા તો ઠીક પણ એક દાખલો ગણી ન શકયો! એ અને એવા બધાએ ગણીતવેત્તાઓના મસ્તક બહુતો મોટામાં મોટાં અમદાવાદી તરબુચ જેવાં હશે! અને મારૂં માથું પણ એ બધાથી કયાં ઉતરે એમ છે? પરમ દીવસે ટોપી ખરીદવા આખી ચોક બઝારમાં ફર્યો પણ કયાંયે મારા માથાની તૈયાર ટોપી ન મળી! લોકો કહે છે કે મોટા મસ્તકમાં બુદ્ધિ મોટી હોય છે ત્યારે હું ફેલ કેમ થયો? બ્રહ્માજીએ ભાંગની લ્હેરમાં મસ્તક તો જાણે રવિવારની છુટ્ટીના દિવસે ઘડયું હશે પણ બુધ્ધિ સોમવારની ભીડમાં બનાવી હશે નહિતર મારા જેવો મોટા મસ્તકવાળો મનુષ્ય ફેલ થાય જ કેમ? ચાકુ, છુરી તેજ કરવાનું યંત્ર સરાણ છે તેમ બુદ્ધિ તેજ

કરવાનું યંત્ર કોઇએ કેમ ન બનાવ્યું? મહાત્મા શેખ સાદીએ પણ બોમ્બે ક્રોનીકલમાં લખ્યું છે કે:—

**ઉદ્યમથી એકલો હઝારને હટાવી દીએ!"**

ત્યારે હું તો દિવસના ૨૪ કલાકમાંથી અઢાર કલાક પોથાંના થોથાંમાં મગજમારી કરૂં છું છતાં એક એકલી પરીક્ષાને પણ હરાવી શકતો નથી! એનું સત્યાનાશ જાય પેલા યુકિલડને પણ શું સુજ્યું કે એના ત્રિકોણ, ખુણા ને કાટખુણાની ગુચવણમાં ગુચવાઇને મારા જેવા કેટલાએ જીવો મેટ્રીક પાસ કરવા જતાં માંદા પડયા છતાં પાસ ન જ થયા. ગુરૂ દ્રોણાચાર્યે ડેલીમેલમાં લખ્યું છે તે યોગ્ય જ છે કે:

**"મેટ્રીક તો માંદા થયા, બી. એ. થયા બેહાલ;**
**એમ. એ. મરણ પથારીએ, એ વિદ્યાના હાલ!"**

ઓલી જોમેટ્રીએ તો કેટલાએના જીવ લીધા હશે! દુર્વાસા મુનીના શ્રાપ પ્રમાણે જો વિદ્યાર્થીઓના શ્રાપ પ્રભુના દરબારમાં કબુલ મંજુર થતા હોય તો હું છાતી કુટીને કહી શકું છું કે હજારો શ્રાપને પ્રતાપે યુકિલડ સ્વર્ગ નહિ પણ પણ નર્કનો જ અધિકારી થયો હોત! અને પેલા એલજીબ્રાના રચનારને કહેવું જ શું? જ્યોર્જ જીબ્ર (આફ્રિકાનું ચટાપટાવાળું ખચ્ચર) જેવો હશે! લ્યો, તમે જ કહો કે ભીંડીબઝારમાં કે શેર બઝારમાં એનો શું ઉપયોગ થવાનો છે? સ્કુલનું કંપાઉન્ડ છોડયું કે એ અક્ષરગણિત કયાંએ કામ લાગતું નથી તો પછી ભેજાં દુઃખણ શા માટે? હું તો કહું છું કે હાઇસ્કુલ ને કોલેજ-માંથી એલજીબ્રા ઉડાવી દઇને એને ઠેકાણે **"દાંડીયા રાસ"** રમવાનો વિષય દાખલ કરે તો શું ખોટું? આજકાલ જ્યાં હોય ત્યાં "શારીરિક સંપત્તિ સાચવો!" શારીરિક સંપત્તિ સાચવો! ઘરે ઘર ભીમ અને હેડંબાઓ પેદા કરો!" ના બુમ બરાડા સંભળાય છે. વળી આપણા મોરબ્બીઓ એમ પણ કહે છે કે "આજના યુવાનો નબળા, નિર્માલ્ય અને નિરસ છે." તો **"દાંડીયા રાસ"** ના વિષયમાં લકડી પટાનો

ઉદ્દેશ ધ્યાનમાં રાખવાથી શરીર કેળવાય, જેથી નબળા મટી સબળા થવાય અને સાથે સાથે સ્કાઉટ અને ફીઝીકલ કલ્ચરની તાલીમ પણ પરોક્ષ રીતે પ્રાપ્ત થાય! "દાંડીયા રાસ" માં સંગીતનો ઉદ્દેશ ધ્યાનમાં રાખવાથી રસિક થવાય છે! (છતાંએ રસિક ન થવાય તો દરેક વિદ્યાર્થી બબ્બે મધના શીશા ભેરવી લાવે અને અત્તર બદલાતાં એક એક પી જાય તો જરૂર થોડાંક અઠવાડીઆમાં રસિક થઇ જાય! "ચારૂતરનું અમૃત બીંદુ" એ એક જ દવા અનેક રોગનો રામબાણ નહીં તો લક્ષ્મણબાણ ઇલાજ છે; તેમ "દાંડાયા રાસ" નો વિષય એક છે, પણ તે અનેક વિષયોની ગરજ સારે છે, અને વળી શ્રી કૃષ્ણની રાસલીલાનું અનુકરણ હોઇ પુન્યપ્રાપ્તિ થાય તે તો જુદી!" મી. ઝવેરભાઇ પોતાના ભેજાના ભંડારમાંથી અમુલ્ય ઝવેરાતને આમ વેડફી નાખતા હતા તેમને વચ્ચેથી જ અટકાવીને મીસીસ ઝવેરભાઇ યાને કે તેમનું હાફબોડી ( અર્ધાંગના ) વચ્ચે જ બોલી પડયું :

"તમે તો ખાટલામાં પડયા પડયા આકાશ પાતાળને એક કરવાના વિચાર કરો છો ને મારા તો દવાનું પ્યાલું ઝાલી રાખીને હાથ પણ દુઃખી ગયા. મુઇ એ તમારી મેટરી (મેટ્રીક) તો કોઇ દન જીવ લેશે જીવ!"

"મારો જીવ લેશે, તારો તે નહિને?"

"કેમ તે દિ તમે જ કહ્યું હતું કે બૈરી એ ભાયડાનું અર્ધું અંગ ગણાય એમ બોલ્યા કવિ કાળિદાસે લખ્યું છે. એટલે તમારા જીવ સાથે મારો પણ અર્ધો જીવ તો જાય ને?"

"જ્યારે જ્યારે હું ઉંડા વિચારમાં હોઉં ત્યારે તારે વચ્ચે લવારો કરવો નહિ!"

"અરે! બળ્યા તમારા ઉંડા વચાર! આ મેટરીની ફીકરમાં ને ફીકરમાં શૌકતઅલી જેવા હતા તે હાવ ગાંધીજી જેવા થઇ ગીયા!"

"ઓ બેખબર બૈરી! તને ભાન નથી કે અમેરિકાના કવિ શેક્સપીઅરે પણ પાંઉરોટી ચાવતાં ચાવતાં કહ્યું છે, તે સાંભળ :

**"ચાતક ચકવા, ચતુરનર, પ્રતિદિન ફરે ઉદાસ;**
**ખર, ઘુવડ ને મુરખ નર, સુખે સુએ નિજ વાસ."**

પલંગમાં પડયાં પડયાં જ જુસ્સો બતાવવા જતાં મી. ઝવેરભાઇને દમ ભરાઇ આવ્યો. તેમનાં ધણીઆણીએ કેટલીવાર સુધી બરડો ચોળ્યો અને દવા પાઇ ત્યારે એકાદ કલાકે શાંતિ વળી એટલે મીસીસે વાદવિવાદનો પુનઃ આરંભ કર્યો, "તે દી ઓલ્યો પાટીયાના દસ મોઢાં લગાડીને આવેલો રામલીલાવાળો રાવણ અશોક વનને બદલે દેવદારના તુટેલા ખોખા પર બેઠેલાં સીતાજીને કહેતો હતો કે:

**"ચિંતાથી ચતુરાઇ ઘટે**
**ઘટે રૂપ ગુણ જ્ઞાન,**
**ચિંતા બળી અભાગણી**
**ચિંતા ચિતા સમાન."**

"ચિંતા અને વિચાર, એ બે જુદા વિષય છે. ચિંતા સુકકા ઘાસ સમાન છે તો વિચાર કપાસીયા સમાન છે. ભેંસને કપાસીયા ખવરાવવાથી તે ઘણું દૂધ આપે છે; તેમ વિચાર કરવાથી મનુષ્ય ઉત્તમ કાર્ય કરી શકે છે. પણ સુકકું ઘાસ ખવરાવવાથી ભેંસ ઓછું દુધ દે છે, તેમ ચિંતા કરવાથી શરીર ઓછું થઇ જાય છે!"

"એ બંધુએ ખરૂં પણ હવે લોંબા લોંબા વચાર કરવાનું મોંડી વાળો. તે દન ધનકોર માસી પણ કે'તાં ઉતાંકે ઝવેરભઇને ઝાઝો વચાર કરવા નો દઇશ, નહિતો વખતે એમના ગબલભઇ પરમોંને ગોંડાની ઇસ્પટોલમોં જવું પડે!"

"એ ધનકોર ડોસલીને તો એવુંજ સુઝે છે. શું બધેજ એના ગબલા જેવા ધનચકકર વસે છે? ત ગાંડાની ઇસ્પીતાલમાં જાય!" એટલામાં કીકો રડે છે જેથી તેને હીંચોળવા કીકાની બા ચાલી જાય છે અને પાછા ઝવેરભાઈ વિચારમાં ગોથાં ખાય છે.

"ખરેખર! સોક્રેટીસે કહ્યું છે કે "પરીક્ષા એ દુનિયામાં મહા ભયંકર વસ્તુ છે!" હું પણ કહું છું કે પરીક્ષા એ પ્લેગની બીમારી કરતાંએ ચઢીયાતી બીમારી છે. મેડમ મોન્ટેસોરી પણ મારા કથનનેજ ટેકો આપે છે. પણ ઓલી યુનીવર્સીટી કોઇનું કયાં સાંભળે છે? એ રાંડને આ દેશમાં કોણે વસાવી? બ્લોટીંગ પેપર જેમ શાહીને ચુસી લે છે, તેમ એણે લાખો યુવાનોનાં લોહી ચુસી લીધાં એની પુત્રી પરીક્ષા દેવીએ ખપ્પર જોગણીની જેમ કેટલાએ યુવાનો ને યુવતિઓને સુરદાસ કે સુરદાસણ બનાવ્યાં: મારૂં ન માનો તો ચશ્માના વહેપારીઓના ચોપડા તપાસો. રામાયણમાં મહાભારતના સમયે યુનીવરસીટી કે પરીક્ષા ન હતી; ત્યારે ચશ્મા પણ કયાં હતા? દ્રૌપદી કે સીતા, દમયંતી કે તારામતીને કોઇએ સ્પેકટેકલ્સ પહેરતાં ભાળ્યાં છે? રામે ચશ્મા કે સનગોગલ્સ ચઢાવ્યા હોય એવું કયાંએ રામાયણમાં વાંચ્યું છે? નહિંજ! વળી અત્યારે તો બેંતાળીસને બદલે બાર વરસેજ બેંતાળાં આવી જાય છે. પણ ત્યારે વ્યાસ, વાલ્મિક, ચાણુક્ય ઇત્યાદિ દોઢસો વર્ષના ડોસાઓ પણ બેધડક નરી આંખે વાંચી શકતા. ખરે! એ કસોટી ઉર્ફે પરીક્ષા યાને એકઝામીનેશન શબ્દજ એવો શુકનીયાળ છે! કે એના સપાટામાં આવનાર હાથી જેવા માણસો, ઉંટ જેવા અને સાંઢ જેવા માણસ દુબળી ગાય જેવા બની જાય છે. સત્યવાદી હરિશ્ચંદ્ર ને વિશ્વામિત્ર તથા વસિષ્ઠે કસોટી પર ચઢાવ્યો ત્યારે પણ એનું વજન પુરા બંગાલી અઢી મણ હતું તે મસાણમાં ચોકી કરતી વેળાએ ફકત ગુજરાતી અઢી મણ રહ્યું! અરે! લાઓ વિચાર શા માટે કરીએ? આજે હિંદમાં ભીમ પાકતા નથી તેનું કારણ શું? પરીક્ષા. આજે હિંદના નાક રૂપ કે આંખ રૂપ જે ગણો તે એક પહેલવાન **ગામા છે.** પણ જો એણે યુનીવરસીટીની પરીક્ષા પાસ કરી હોત તો દુનિયાની પહેલવાનગીરીની ચેમ્પીઅનશીપની વરમાળ એના ગળામાં ન હોત!"

"કોના ગળામાં વરમાળ ન હોત? શું કંઇ સપનું તો નથી આવ્યું?" બટાકા છોલતાં મીસીસ બોલી ઊઠયા.

"જો વળી પાછું મારા વિચારોમાં માથું માર્યું ! આ બૈરાંની જાતને તે કોણે ઘડી હશે ?"

"કોણે તે બરમાજીએ ઘડી હશે. અને તેમને નવરાશ નહિ હોય તો કોઇ બીજા દેવને કંટ્રાકટ આપ્યો હશે !"

"જા, જા, તું તારે કામે લાગ."

"મારે તે શું ઓલ્યા રાવણુ જેવા વીસ હાથ છે તે બધાં કામ એકી સાથે કરૂં ! તમારી દવા વાટવાની, શાકસમારવાનું, ચટણી વાટવાની, કચરોપુંજો વાળવાનો, વાસણ ઉટકવાનાં, કીકાનું મેલું વાળવાનું, તેને ધવરાવવાનો, હીંચોળવાનો, તમારૂં ધોતીયું ધોવાનું, ફુલાફઇ પરોણા પધારવાનાં છે તેમની રસોઇ કરવાની, કીકાનું ઝબલું સાંધવાનું, ખાટલાની પાટી તૂટી ગઇ છે તે સાંધવાની, લ્યો એવાં તો હજાર કામ, તે બે હાથથી શી રીતે થાય ? ને કીકો તો બસ રડવા પર ચઢે છે તે છાનોજ રહેતો નથી !"

"તે હું શું કરૂં ? હું કંઇ મહંમદ છેલ છઉં તે છુ...ઉ... મંતર કરીને કીકાને છાનો કરી દઉં !"

"જરા ખાટલામાં પડયા પડયા ઘોડીઆની દોરી ખેંચો તો તે છાનો પણ રહે અને હું મારા કામે લાગું."

"જો દોરી ખેંચવાની પણ શાકત હાથોમાં હોય તો પછી ભૂમિતિના સિધ્ધાંત ના સિધ્ધ કરૂં ? વળી સાયન્સનો સબજેકટ તો અધુરોજ રહી ગયો છે તેની આકૃતિઓ ન દોરૂં ?"

"એ તમારા સાયણમા સબજેટને કાંસબા મોકલાવોને મ્હારી નહિ તો એ નાદાન કીકાની ખાતર તો એ તમારાં ચોપડાંનો લવારો પડતો મુકો ! આટલું વરસ પરીક્ષા નહિ આપો તો દુનિયાં શુ ઉંધી વળી જવાની હતી ?"

"પરીક્ષા પાસ કર્યા વગર નોકરી ન મળે તો ગુજારો કેમ થાય ?"

"સસરાજી શી રીતે ગુજારો કરતા હતા ?"

"દલાલી કરીને. પણ મારામાં સાચું જુઠું કરવાની શકિત નથી. વળી તેમણે મરણ પથારીમાં પડયાં પડયાં વસીયત કરી હતી કે 'મારો

વિચાર તને વકીલ બનાવવાનો હતો.' તો વકીલને બદલે એક સાધારણ ક્લાર્ક પણ મારે ન બનવું જોઇએ! તેમ થયા વગર સ્વર્ગસ્થના આત્માને જરા પણ શાંતિ વળે એમ નથી. (સ્વર્ગસ્થ આત્માઓને તત્કાળ શાંતિ અર્પવા કાજે સ્વર્ગના રાજા ઇંદ્ર બે ચાર આઇસ ફેકટરીઓ કાઢે તો કેવું? ઘણુંજ મજેનું. પન બિચારા ઇંદ્રને જાતેબી અપસરાઓના ડેન્સમાંથી જરરાએ નવરાસ કે ફુરસદ નહિ મલ્સે; પછી બીજો વિચાર કાંય કરે!) બાપદાદાનું જે કંઇ હતું તે તો બે ચાર વર્ષમાં ખલાસ થયું, માટે હવે તો પરીક્ષા પાસ કર્યા વગર છુટકોજ નથી."

"પણ પલંગમાં પડયાં પડયાં તે કેમ બને?" એક પખવાડિઆ પછી ઝવેરભાઇને કંઇક આરામ થયો. એટલે અભ્યાસની જંજાળમાં પડયા.

"આ સાયન્સવાળાઓ પણ અજબ ચક્રમ છે! આર્કીમીડીસે નગ્ન બનીને પાણી ઉપર પદાર્થો કેમ તરે છે? અને પાણીમાં કોઇ વસ્તુને તોલવાથી તેનું વજન કેમ ઘટે છે? કેટલું ઘટે છે? એવી નજીવી શોધ કરી તેમાં તેની વાહવા કરવા લાગી ગયા અને આ દેશના લાખો નાગા બાવાઓ ચલમનો એકજ દમ લગાવીને એક તોલો ગાંજાના ધુમાડા ઉડાવી દે છે તેમનું કંઇજ નહિ? હાય બા હાય "એતો ઘરનો જોગી જોગટો ને પરાયો જોગી સિધ્ધ." એટલામાં ફૂઇબાનો ઘાંટો સંભળાયો ને વિચારમાળાના મણકા તૂટયા.

"બેટા ઝવેરભાઇ! લે આ કીકલાને જરા રમાડતો! અમે બંને મગનભાઇની મામી ગઇ સાલ મરી ગઇ હતી તેને રડવા જઇએ છીએ. બહાર આંગણામાં એરંડીઉં ચોપડીને દાળ સુકવવા મુકી છે તે તરફ જોતો રહેજે, કંઇ બકરૂં ફકરૂં ખાઇ ના જાય!" ઝવેરભાઇ કંઇ ખુલાસો કરે તે પહેલાં તો તેના ખોળામાં કીકાને બેસારીને ફૂઇબા તથા કીકાની બા રડવા ગયાં! ઝવેરભાઇએ ઉંચા હાથ કરી હીસ્ટરી વાંચવા માંડી. કીકાએ લાંબા હાથ કરી બિલાડી જેવો એક પંજો મારી એક બે પાના ફાડી નાંખ્યાં, ઝવેરભાઈ ગુસ્સે થયા પણ કરે શું? "વિદ્યાર્થી અવસ્થામાં આવી જંજાળ હોવીજ ન જોઇએ! મેં તો ડોસલીને ઘણુંએ કહ્યું

હતું. 'બાળલગ્નનાં માઠાં પરિણામ.' એ વિષેના બે ચાર નિબંધો પણ વાંચી સંભળાવ્યા હતા; છતાં મારૂં ન માન્યું અને મારા ગળે વેંગ વળગાડી તે તો નિરાંતે સ્મશાનમાં પોઢી ગઇ ! હવે હું આ બારદાનને આઘે બેસાડું તો રડે છે ને ખોળામાં બેસાડું તો અભ્યાસમાં ખલેલ કરે છે; ત્યારે કરવું શું ?"

વિચારો ચાલે છે અને ચોપડા મેઢા આગળ પડયાં છે. એવામાં કીકાએ નાયગરાના ધોધનો સંક્ષિપ્ત નમુનો યાને કુદરતનો પ્રવાહ ચોપડા પર છોડયો. ઝવેરભાઇ ગુસ્સે થઇ ગયા અને અજાતપણે પણ સરસ્વતીનું અપમાન કરનાર એ નાનકડા જીવને એક ધોલ ચોઢી કાઢી કીકાએ પણ રડવાના વિષયમાં પોતાની બધી શકિત કામે લગાડી દીધી. એને શાંત કરવા મી० ઝવેરભાઇએ મેટ્રીક સુધીમાં મેળવેલ બધા જ્ઞાનનો એકી વખતે ઉપયોગ કરી દીધો. છતાં કીકો તો છાનો નજ રહ્યો અંગ્રેજી પોઇટ્રી લલકારી, છતાં છાનો ન રહ્યો. અંતે ઘોડીયામાં નાખીને ગુજરાતી પહેલી ચોપડીવાળું "હાલરડું વહાલું રે હો ભાઇને હાલરડું વહાલું." નું ગીત લલકાર્યું, છતાં અસહકારના કાળમાં જન્મેલો વીર સત્યાગ્રહી કીકો છાનો નજ રહ્યો ! "ભુખ્યો થયો હશે જેથી રડતો હશે." એમ વિચારી પેટીમાંથી દૂધ લાવી ચમચી વડે પીવરાવા માંડયું, પણ મોઢામાં દૂધ જતાંજ કીકો તો ઉછળવા લાગ્યો ઝવેરભાઇ વિચારમાં પડયા.

"એમદમ કીકો ઉછળ્યો એનું શું કારણ?" દૂધને સુંઘી જોયું અને પછી ચાખી જોયું તો ભારે અજાયબી વચ્ચે દૂધને બદલે છાસે દેખાવ દીધો. ગભરાટમાં ઝવેરભાઇ દૂધ ને છાસનો ભેદ ન જાણી શકયા હોય. ગભરાટમાં એમજ થાય છે. કોર્ટોમાં સાક્ષી પુરવા આવનારાઓ ગભરાટમાં કાંઇનું કંઇ બોલી જાય છે. જીવણકાકા પણ પોલીસની બુમ સાંભળી ગભરાટમાં રૈયતને બદલે મૈયત બોલી ગયા હતા. ઘણી વખતે વિદ્યાર્થીઓ કંઇ કસુર થતાં ધાકને ગભરાટમાં માસ્તરને મા......કહી દે છે ! "દૂધનો દાઝયો છાસ ફુંકીને પીએ." તે પણ એમજ !

કોલંબસ હિંદુસ્તાન શોધવા નીકળ્યો હતો તેમ મી૦ ઝવેરભાઇ કીકાને છાનો રાખવાનો ઉપાય શોધવા આખા ગૃહસામ્રાજ્યના વિશાળ પ્રદેશમાં ઘુમવા લાગ્યા; પણ કંઇ સુઝ ન પડી. કોલંબસને તો હિંદને બદલે અમેરિકા જડયું, પણ મી૦ ઝવેરભાઇને તો કીકાને છાનો રાખવાનો ઉપાય ન જડયો તે નજ જડયો !

એટલામાં એક ખુણામાં પોતાની પ્રકટ કરેલી પુરાણી પોથીઓમાં નકસી કામ કરતા એક મુષક મામાને નિહાળ્યા. પુસ્તકોના પરાપુર્વના વૈરી એ મુષક મહાશયને મ્હાત કરવા પ્રાચીન ને અર્વાચીન બધાં શસ્ત્ર અસ્ત્રની શોધ કરી પણ ચટણી વાટવાના પાયા સિવાય કોઇ અન્ય સાધન નહિ મળવાથી ન છુટકે તેનો ઉપયોગ કરવાનો મનમાં ઠરાવ કર્યો. પણ એક આંગ્લ વિદ્યાર્થી, વિભુષિત થએલ મનુષ્ય આ બુઠ્ઠું શસ્ત્ર વાપરે એ ફેશનથી ખિલાફ હોવાથી તેનો ત્યાગ કરી ફુટપટ્ટીથીજ દિગ્વિજય પ્રાપ્ત કરવાનું ધાર્યું. જેવી મી૦ ઝવેરભાઇએ ફુટપટ્ટી ઉગામી, તેવાજ મુષકમામા મી૦ બોટાવાલાના બોલ પ્રમાણે તેમની નજર આગળથી છટકી ગયા, જેથી એમના વિચારોની વિકેટમાં ગાબડું પડયું. પણ તેજ વખતે "अहिंसा परमो धर्म" નું સુત્ર એમને યાદ આવ્યું, જેથી "સારૂં થયું કે મારા હાથે એક પ્રાણીનું નિરર્થક બળિદાન ન થયું !" એમ વિચારી કીકાના ઘોડીઆ પાસે આવ્યા તો તે અટંકી વીર ધાંટો બેસી જવા છતાંએ પુર્વવત સંગીતના આલાપ વિલાપ કરી રહ્યો હતો. એટલામાં સદ્‌ભાગ્યે ફઇબા ને કીકાની બા આવી લાગ્યાં.

"ઝવરા તું તો એક બાળકનો બાપો થયો છતાંએ અક્કલનો બરદાન રહ્યો !" કીકાને રૂદન કરતો નિરખીને ફઇબા તપ્યાં.

"દરેક મનુષ્યને પોતાનું સ્વમાન જાળવવાનો હક્ક છે ! તમે પચ્ચીસ ત્રીસ વરસ પહેલાં પેદા થયાં તે ફઇબા ગણાયાં તો ભલે પણ હવે હું બૈરીના સાંભળતાં આવું અપમાન સહન નહિ કરૂં ! એક તો આ અભાગીયે કયારનું મારા લોહીનું પાણી કરી નાંખ્યું ને વળી તમે

ઉપરથી 'દાઝ્યા પર ડામ' દો એ ક્યાંની રીત?" ઝવેરભાઇએ જવાબ વાળ્યો.

"કેમ આ બેન્ગાર ચોપડાં ગોટ... પીટ ભણ્યો એટલે મોટો ગવંડર થઈ ગયો? જરા વાતમાં તારા બાપાની પણ હું ધુળ ખંખેરી નાખતી હતી તો તું આજકાલનું ટીચકું મને શીખામણ આપે! ધુળી વહુ તું પણ કેવી છે? આ વેદીયા ઢોરને કંઇ શીખવ્યુંજ નથી કે મોટેરાં સાથે કેમ બોલવું ચાલવું?"

"ફૂઇબા, હવે એ વાતને જતી કરોને! એ તો જ્યારથી ઘરમાં પગ મૂકે છે બસ ત્યારથીજ ચોપડામાં માથું ઘાલે છે તે ઉંચું કરતાજ નથી. આપણું સાંભળે તો આપણે કહીએ ને! જરા કંઇ એમની ભલાઇની વાત કરીએ તો પણ પરીક્ષાનેજ વચ્ચે લાવે છે!" કીકાને માથે હાથ ફેરવી ધવરાવતાં કીકાની માએ ખુલાસો કર્યો.

"ઓ! અસત્યવાદી અબળા તું હવે ચુપ રહે તોજ સારૂં! ત્હારી ખોપરીમાં જો અક્કલનું એક ટીપું પણ હોય તો વિચાર કરી જો કે હું જો કે ચોપડાંમાંજ માથું ઘાલી રાખું છું તો ખાઉં છું પીઉં છું શી રીતે?" મી. ઝવેરભાઇએ પત્ની પ્રત્યે પડકાર કર્યો.

"અરે પણ ગેલી દાળનું શું થયું તે તો જુઓ?" ફૂઇબા હાંફળાં ફાંફળાં બારણા તરફ દોડયાં, કારણ કે બકરી અર્ધી દાળ આરોગી ગઇ હતી. ફૂઇબાએ ડીફણા વડે બકરી પાસેથી બદલો લેવાનો વિચાર કર્યો પણ ધુળી વહુએ તેમને રોકયાં, કારણ કે તે બકરી કોઇ સાધારણ માણસની નહિ પણ મવાલીઓના મુરબ્બી ઓલ્યા ખુદાબક્ષ ખાટકીની હતી. જેથી "બળીયાની રીસ બીચા" પર ઉતરી.

"ઝવેર! તું તો આવાને આવોજ બેભાન રહ્યો!" ફૂઇબાએ પુનઃ ઝવેરભાઇને ખંખેરવા માંડયો.

"આટલી દાળ ન સાચવી શકયા તો મેટરી શી રીતે પાસ કરશો?" વહુએ વકૂઇબાના ઠરાવને ટેકો આપ્યો.

"બીફવાઇટ યુ બેવકુફ બૈરી! ધણીના કાર્યમાં બોલવાનો બૈરીને શો અધિકાર? અને ફૂઇબા હવે તમે પણ ચુપ રહો તોજ સારૂં,

કારણ કે તમારાં જેવાં અભણ માણસો સાથે વાગ યુધ્ધ કરતાં પાણી-પતનું યુધ્ધ વાંચું તેજ વધુ ઉત્તમ છે!

"પાણીપતનું યુધ્ધ વાંચ કે દુધપતનું યુધ્ધ વાંચ, પણ સમજ ઠેકાણે રાખ્યા વગર કંઇ વળતું નથી!"

"ભલે અમારૂં કંઇ ન વળે તેમાં તમારે શું? તમારે મને સંતાપવોજ છે કે અભ્યાસ કરવા દેવો છે? વધુ ટકટક કરશો તો બુધ્ધદેવ કે સરસ્વતીચંદ્ર પ્રમાણે ગૃહત્યાગ કરીશ."

"ભઇ! તું તારે સુખે રહે, હુંજ મારે ઘેર આજેને આજે જાઉં છું!" ફૂઇબા ગુસ્સામાંજ પોટલાં પાટલા બાંધવા લાગ્યાં.

"ફૂઇબા, એમના બોલ સામું કાં જુઓ છો! છોરૂં કછોરું થાય પણ માવતર કમાવતર ન થાય!" વહુજીએ ફૂઇબાને શાંત કરવા કહ્યું.

"જા તું પણ ફૂઇબાની સાથેજ જાને!" મી. ઝવેરભાઇએ એક પત્થર મીસીસ ઉપર ફેંક્યો.

"હું શા માટે જાઉં? તમે બાર વરસના બેઠા છો ને બીજાને બારણે જવાની મારે શું શી જરૂર?

"તારામાં પ્રથમ તો બુધ્ધિની કે આંખનીજ ખામી છે! જો કે હું વીસ વર્ષનો છું, છતાં મને બાર વરસનો કહરે છે એ તારી બુધ્ધિની ખામી કહેવાય અને બાર વરસના બાળકને મુછ હોતી નથી એટલું એ ન દેખાયું એ આંખની ખામી કહેવાય, તો પણ ત્હારા જેટલું જો ફૂઇબા સમજતાં હોય તો ફુઆજી ચાર ડઝનની લગભગ ગયા છે છતાં એ બાવળની ગાંઠ જેવા પોતાને ઘેર બેઠા છે ને એમને આવા મોંઘવારીના જમાનામાં અહીં પરોણા તરિકે પધારવાની શી જરૂર? ખરેખર! મહેમાનગીરી કે પરોણા ચાકરી એ આ દેશમાં એક જબરો ચેપી રોગ છે!" ઝવેરભાઇએ ઝાટક્યું.

"ઠીક દીકરા! ત્હારા જેવા સપુતને બારણે હવે મારો પગ નહિં આવે, તું તારે નીરાંતે એકલો મ્હાલજે!"

ફૂઇબા પટપટારો કરતાં પધારી ગયાં. ધુળી વહુ એમને ઘણે દુર સુધી મનાવવા ગઇ પણ પાછાં ન વળ્યાં.

"તમારે તે સંસારમાં રેહવું છે કે જંગલમાં જઇ બાવા ' છે? માવતર જેવાં મમતાળા ફઇબા સાથે આમ વર્તાય?"

"ઓ વિવેકીની દીકરી! એ ફઇબાએ તો મારા બાપાને ફોસલા' અમારૂં ઘર માર્યું, બાકી ફુઆજીના ઘરમાં શું ઢેખાળા હતા?"

"થવાનું થઇ ગયું. પણ હવે શા માટે ઘરડી ડોસીને સંતાપી?"

"જા, જા, હવે મોટી દયાળુની દીકરી થઇને આવી છે તે? ભલા બુરામાં કંઇ સમજે નહિ ને વચ્ચે ટકટક કરે છે!"

મી૦ ઝવેરભાઇએ જોશમાં ને જોશમાં હાથ લાંબો કર્યો જેથી હાથમાંની ચોપડી મીસીસના મસ્તકને ભેટી પડી. મીસીસે સામે ચોપડી ફેંકી, મી૦ ઝવેરભાઇએ ગુસ્સામાં બીજી ચોપડી મારી. એ: ફેંકા ફેંકીમાં પાંચ સાત ચોપડીઓ ફાટી ગઇ. કીકો પણ તેની બાની કેડમાં વીંઝાઇ વીંઝાઇને ઢીલો થઇ ગયો હતો તેને પણ ફેંકાફેંકીમાં એક ચોપડીની પ્રસાદી મળી. કીકાને વાગવાથી કીકાની બાનું ચઢી વાગ'

"ઓ દીકરા પાપી પિતાને પનારે કયાં પડયો રે!"

કરીને ભેંકડો તાણ્યો, જેથી આડોશ પાડોશની અબળાઓ મીસીસની મદદે ધસી આવી. ઝવેરભાઇની આસપાસ ઘાઘરા પલ્ટણે ઘેરો ઘાલ્યો અને અમુલ્ય શબ્દોમાં મીસીસ ઝવેરભાઇના ભાષણને અનુમોદન આપવા માંડયું. ઝવેરભાઇને હથિયાર છોડી શરણે આવવું પડયું. મોઢે સહન થાય એટલું સહન કરીને દાળભાત ખાવાને બદલે એકલા ગમ ખાઇનેજ મી૦ ઝવેરભાઇ સ્કુલ ટાઇમ થતાં ફાટેલાં ચોપડાં લઇ મનમાં બડબડતા સરસ્વતીના મંદીરે સિધાવી ગયા! "સ્વતંત્રતાના હકક મળતા પહેલાંજ અ. અભણ ... ઓ આમ સત્તા ચલાવે છે ત્યારે હક મળ્યા પછી તો એ શું નહિ કરે? કદાચ પોતે મદારી બન્યા વગર પુરૂષોને માક.ાં બનાવી વગર ડુગડુગીએ નચાવે પણ ખરી!" ખરેખર!

**સ્કુલ લાઇફ્માં હોયે જો વાઇફ્;**
**આપઘાત કરવાને શાખો પેનનાઇફ્!**